ગુર્જરી ગ્રન્થમાલા મણકો ૧૨

# બે આખ્યાન

## વલ્લભ ગર્જના આખ્યાન
## અને
## ગુર્જરી પ્રસન્નાખ્યાન

ગજેન્દ્રશંકર લાલશંકર પંડ્યા

ગુર્જરી ગ્રન્થમાલાઃ મણકો ૧-૨

# બે આખ્યાન

## વલ્લભગર્જનાખ્યાન

અને

## ગુર્જરી પ્રસન્નાખ્યાન



સંયોજક અને પ્રકાશક
ગજેન્દ્રશંકર લાલશંકર પંડ્યા
એમ. એ. બી. ટી.
અધ્યાપકઃ ગુજરાત કૉલેજ—અમદાવાદ.

कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन

સંવત્ ૧૯૮૩ ઇ. સ. ૧૯૨૭

મૂલ્ય રૂ. ૦-૧૪-૦

# અર્પણ પત્રિકા

વર્ષ તેર પૂરાં થયાં માસ આઠ વહી ગયા,
પ્રતાપી પિતાશ્રી હું તો ભૂલ્યો નથી આપને;
વલ્લભના વલ્લભ હા! વલ્લભ પિતાશ્રી ગયા!
વલ્લભ મેં હાથ લીધો રાખું આપ નામને;
વલ્લભને વાંચતા જ્યાં દીસતા વલ્લભ પૂરા,
મુખાકૃતિ ભૂલું નહિ નમું દીવ્ય તેજને;
વીર રસે વીર થાતા દુઃશાસન વાંચતામાં,
જાણે વલ્લભનું તેજ મળ્યું દીવ્ય દેહને.

અહા! દીવ્ય સ્વર કેવો! રોમાંચ શરીરે થાતાં,
જાણે સર્વ જોયું એણે રહ્યા વલ્લભે મળી;
આંખમાંથી અશ્રુ પડયાં દ્રૌપદીનાં કષ્ટ દેખી,
યક્ષ પ્રશ્ન થકી જાણે આત્મા ગયો પીગળી;
નરસિંહ શિવાનંદ કવિ તણી સેવા કરી,
કંઇ ગુપ્ત શોધો કરી જાણનારને ફળી;
ગુપ્ત રત્ન ગુપ્ત હતું ગુપ્ત એ તો ઉડી ગયું,
સાહિત્યના રસિક એ રહ્યા દિલમાં રળી.

શાને અરે! પિતા! શાને લેખિની ના કર ધરી,
ગુર્જરીને નવ દીધી આપે મીઠી અંજલિ!
અપારા એ શક્તિ હતી ચિંતા શિર ભારે હતી,
અરે! શાને ભૂલું હું એ ભાવ્યા છે ઘણું બલી;
શ્રમો કર્યા તીવ્ર અરે! શરીર શોષાઇ ગયું,
એક પછી એક એમ વિપદ આવી ભલી;
વિચારૂં હું સમો જ્યારે દિલ કંપે ધ્રૂજે અરે!
શિવ! શિવ! કરી મારે દિલમાં રે'વું હલી.

૬

આજ ચિત્ત મારૂં જ્યારે વીતી વાતમાં ડૂબે છે,
વલ્લભની ગર્જનામાં આપને ભૂલાય ના;
ધીર ધરી માર્ગ ખેડયો ખેડવો હજી ઘણો છે,
જેમ મારું આપનું હું દૈવ તો જોવાય ના;
વલ્લભની ગર્જનાની અંજલિ આ હું દઉં છું,
ગંધ, પુષ્પ, રસયુક્ત હોય કે તે હોય ના;
ગમે બીજાને કે નહિ ગુર્જરીની સેવા થાય,
સ્વીકારોને અંજલિ આ ગર્વ મુજ હોય ના.



# પ્રસ્તાવના

વલ્લભ મને ઘણો ગમે છે. એની શૈલીથી અને એના સ્પષ્ટ કથનશીલ સ્વભાવથી. એટલે જ વલ્લભને નાયક રાખી આ લખાણ લખ્યું. મને જરા પ્રાચીનતા પ્રતિ પક્ષપાત છે એટલે એ શૈલી ગ્રહણ કરી છે. ભજવાય એવું આ નાટક નથી એટલે આખ્યાન નામ રાખ્યું છે. એ નામ રાખવામાં કોઇ પણ જાતની આંતર ધૃષ્ટતા નથી. લખાણમાં કોઇપણ મુદ્દાઓ કોઇપણ વ્યક્તિને ઉદ્દેશીને પ્રક્ષેપવામાં આવ્યા નથી. ઉછાંછળો વલ્લભ યોગ્યાયોગ્યનો વિચાર સમયભર ભૂલે છે એ જ સ્વભાવબિન્દુને ઉદ્દેશી જે જે લખવામાં આવ્યું છે તે તે લખ્યું છે.

બંને આખ્યાનોમાં શ્લોકોમાં અનુનાસિકવાળા અક્ષરો, અને 'ય' યુક્ત જોડાક્ષરોની પૂર્વનો હ્રસ્વ અક્ષર હ્રસ્વ જ ગણ્યો છે.

આધુનિક સમાજને સંબોધી સામાજિક વિચારની વિચારણા હાલ દશ્ય નાટકોમાં અનુભવી કે બીન અનુભવી દૃષ્ટિએ સૂચવાતી હોવાથી આ પ્રકારને હાલ અનુસર્યો છું. આશા છે કે વિદ્વજ્જનો પોતાના વિચારદર્શનથી મને બીજા લેખોમાં માર્ગદર્શક થશે. એમનાં સૂચન જરૂર જ સન્માનીશ અને એ માટે ઉપકૃત થઇશ.

આ લેખ સંવત્ ૧૯૮૧ ના પૌષ માસમાં આરંભ્યો હતો ને અલ્પ સમયમાં પૂર્ણ કર્યો હતો. કેટલાક ઉત્તેજક સાક્ષર મિત્ર વર્ગના સૂચનને અનુસરી હવણાં પુસ્તક રૂપે બહાર પાડું છું.

ભદ્ર, **અમદાવાદ.** — **ગજેન્દ્રશંકર લાલશંકર પંડ્યા.**

શ્રાવણ, કૃષ્ણજન્માષ્ટમી.

---

ગુર્જરી ગ્રન્થ માળાના
અન્ય પુસ્તકો

તૈયાર થાય છે

## દક્ષ યજ્ઞ

આશરે ૪૦૦૦ લીટીનું ખંડકાવ્ય

અને

## ત્રિપુર–દહન

ત્રિઅંકી નાટક

ઉપરાંત

શ્રી સયાજીરાવ ગાયકવાડ સીરીઝમાં

**પ્રેમાનંદ સુત વલ્લભનું**

**જીવન ચરિત્ર**

श्रीः

# વલ્લભ–ગર્જનાખ્યાન



અંગે ભસ્મ શિરે જટા ગુણવતી ન્યાળી દીઠી જે ઘડી,
જોતાં શંકર, ધ્યાન ભાન ન રહ્યું જાણ્યા નહિ દેવને;
" ભુંડો સ્તેન સમો વિમૂઢમનનો કોના ગૃહે તું ધુસે ?"
વાણી એહ સદા હરો તમ શિરે આવી પડી આપદા.

૨

વ્યાપ્યો ક્રોધ અને સ્વપુત્રશિર એ કીધું જુદું જ્યાં શિવે,
આવ્યાં **મા** નિજ પુત્રને નિરખવા; દીઠી દશા તેહની;
દીધો કોલ "ગજેન્દ્રના વદનથી પૂજાય એ સર્વમાં,"
દેવી એમ થતી પ્રસન્નવદના રક્ષા કરો આપની.

સૂત્ર—મને કહેવામાં આવ્યું કે કંઇક જનસમાજ સમક્ષ મૂકી એનું ચિત્તરંજન કરવું. જ્યોત્સ્નાથી ચમકતી ચાંદનીમાં હું પ્રકાશ ક્યાંથી કરૂં ? તદપિ—

જે જે મળે અવનવું કંઇ ગુર્જરીનું,
મૂકી સમક્ષ જનના નવ કાંઇ કે'વું;
જ્યોત્સ્ના ખીલે ગગનમાં નવરંગ દાખે,
શોખીન ત્યાં વિહરતાં દિલ તૃપ્તિ પામે.

માટે આ એકાંક અભિનવ–પ્રયોગ દર્શનપથગામી કરૂં છું. આશા છે કે સુજનો તેને યથાન્યાય દેશે.

( પારિપાર્શ્વક આવે છે. )

પારિ૦—નિરીક્ષશે શું ને ન્યાય દેશે શું ! મારા બાપનું કપાળ ! અરે તેયે હોત તો સારૂં કે કપાળમાં શોભીતો મંગળસૂચક કુંકુમનો ચંદ્રક તો જોવાય ? છે ને નવરાના ધંધા. જે હાથ આવ્યું તે ફેંકવા માંડ્યું. પણ ભલા ! કોણ તમારે ત્યાં ચોખા મૂકવા આવ્યું હતું કે આ રંગપંચમી ઉભી કરી છે વારૂ ?

સૂત્ર—બહાર તેની ધાડ. મારિષ ! તારો સ્વભાવ તો જવાનોજ નહિ. કુતરાની પૂંછડીજ વાંકી. સાંભળ—

ઉગ્યાં બાગ વિષે અનેક ફુલડાં શોભા અપારા વહી.
વિચ્છિન્ના કરતા અનેક જન તે અંતે કલંકી કહી;
માંહેમાંહ્ય વિરોધરોધ જગવે એ સાક્ષરા રાક્ષસા,
સર્વે એક પ્રયાસમાં નવ રહે રે'તા મચ્યા તાનમાં.

પારિ૦—ભાવ ! એમાં ધાડ નથી મારી. જુની આંખે જુનુંજ ગમે. નવીનતા નસીબમાં લખી હોય તો ભોગવેને ?

પુષ્પો અનેક વિવિધાં મળતાં સુરમ્યાં,
જે આંગ્લદેશ-જનની તરકીબ દાખે;
એવી સુરમ્ય ગુંથણી નવપુષ્પની આ,
કોને ગમે ન દિલમાં દિલ રંગ રમ્યાં.

વળી

છે દાળ રાગ રગડા દગડા સમા આ,
જાણે શું ભેખડ ખડી ખડધાન્યની આ !
લાંબી લપેડ ભરપૂર પુરાણ થોથે,
એવી પુરાણ-પુરની ગઠડી શું ગાંઠે ?

[ નેપથ્યેઃ- ]

[ વલ્લભ ]—અરે મૂર્ખ શિરોમણિ બંધ કર તારો બકબકાટ.—

નાસ નાસ નાસ મૂઢ પ્રાણ તારો જાય આજ,
ચેત ચેત ભુંડા ચેત આગ જો ફેલાય છે.
આંખ તારી કોડા સમી દેખે નવ પાણી પાજ,

કર્ણ દીસે સુપડાં શા નાદના સુણાય છે.
માર માર માર એજ ડીફાં તો ગર્દભ કાજ,
ઘાત ઘાત દુષ્ટ ઘાત શાસ્ત્રમાં ભણાય છે.
વલ્લભ દુર્લભ આપ દુષ્ટની ન જાણે દાઝ,
ગુર્જરીના પંઢ દંડ સૂત્ર એ ઘોષાય છે.

**પારિ૦**—[ સાંભળીને સભય પણ સસ્મિત ] ભાવ ! આ કયું પતંગીઉં ફફડે છે ?

**સૂત્ર**—મૂર્ખ ! ભાષા પણ પિછાનતો નથી ?

હાર્યો હારે ભુવનતલમાં હોડ જે ના હઠીલો,
રંગે રાગ્યો રગ રગ તજે ના રસે એ રસીલો;
જુએ ના જે નિજ જનકને, સત્યમાં છે મચેલો,
વીંધે બાણે, અસર ન જુએ, કાર્યમાં એ પચેલો.

તેં અગ્નિમાં ઘૃત રેડ્યું. એ આવે તે પહેલાં ચાલ્ય અહિંથી, નહિ તો:—

કોદંડ-દંડ શર કે રસનાં છૂટે છે,
ઊડે શું તીડ સહસા નભ ચંદ્ર છાતા,
તારા ખરે ગગનથી નવ ધાન્ય ખાવા ! !
છે એમ વલ્લભતણી રસના સુરમ્યા.

( બંને જાય છે. )

[ ક્રોધાવિષ્ટ વલ્લભ પ્રવેશે છે ]

**વલ્લભ**—

છૂપાય ક્યાં તું ખેચરા ! ઓ પુચ્છહીન ભૂકડા !
પાણીનું મેદાન મોટું પત ત્યાં જણાય છે.
ગુર્જરીના ગ્રંથ ગૂઢ ગર્દભ જાણે બરાડા,
વાણીની વારૂણી ચઢે વટ વખણાય છે.
પંચમ કોકિલ કેરાં કાકા ગણે છે કાગડા,
ધાણી જેવાં છૂટે બાણ ભૂમિ પછડાય છે.

દેરાસન દેવકેરાં મૂષક મન રાફડા,
વાણી જેવી વાણી મારી સર્વ કો પાલાય છે.

વળી

ગુર્જરી રસાળી ભૂમિ નિરમળી જુની વાણી,
વાણી એવી ના પિછાણી ખ્યાતિ બોળી આપની.
શું શાં પૈસા ધૂળ કાઢી ચંદની ઉરાડી ધાણી,
ગુર્જરીને કીધી રાણી આપીને પે'રામણી;
આવ્ય, આવ્ય, મૂઢ આવ્ય, મુઠી હું આપું તાપની,
ચાર તસુ ભરી કાપું જીવ્હા એ ન કામની;
ઉંદરા સમો તું ખાય ફૂંકી શું પાની પાગની,
પૂંછડી તાણીને ફેંકું જાણું હું શા માપની.

[ આમ તેમ જોતા ] અરે ! અહિં કોઇ નથી ? પ્રાચીન ગુર્જરીને વખોડનાર મહાત્મન્! આંખમાં કાંકરા ખૂંચ્યા કે પગમાં શૂળ ભોંકાઇ! નથી આ નરસિંહ કે પ્રેમાનંદ, નથી શામળ કે ભાલણ. છે આ કવીશ્વર વલ્લભ—

શત્રુતણું શૂળ મોટું શૂળનુંય જાણે શૂળ,
અગ્નિ ડરે નામ સુણી વાણી સ્થિર થાય છે;
ગાંજ્યો પિતાથી ગયો ન પાધ્ર શિરપર મૂકી,
પ્રભાકર લાજ્યો પ્રૌઢ અસ્ત રોજ થાય છે:
ગુર્જરીને શણગારી કવિતમાળા પે'રાવી,
શોભીતી કામણગારી ગીત કેવાં ગાય છે;
શરમાતો જરા નથી ગુર્જરી પુત્ર ગણાતો,
માતાને તું ગાળ દીયે પ્રાણ તારા જાય છે.

અરે દુષ્ટ ? મારા જાજ્વલ્યમાન ક્રોધને ગણકારતો નથી તો જો, દૂર દૂર રહેલો છતાં હું શું કરૂં છું તે—

ચાલે ન કલમ તારી નામને જે બોળનારી,
લુખી લુખી થાય બુઠી, ઘસતાં લખાય ના;
કર ભલે શંખનાદ તોયે નવ મળે સાદ,
સરસ્વતીનો પ્રસાદ મુખથી પમાયના;
ઉર્મિઓની રસ જવાળા ફેલાય કેવી કરાળા,
વિસ્તરે એ શી વિશાલા તુંથી એ સ્પર્શાય ના.
નાશ પામે—

**દલપતરામ**—(આવીને) હાં હાં હાં હાં, કવિયુવક ! કવિ અને ક્રોધ એક રાશિનાં છે; છતાંય જ્યોતિષના નિયમથી તો જુદાં હો !. એ એ ભેગાં મળે તો પ્રલયની જવાળા છૂટે. માટે સુણ્ય.

દયા છે ક્ષમા એ ભિયા ભૂલવું ના,
મયા છે જયા એ ભિયા સુણવું હા;
સહુ વાતમાં પ્રેમની નેમ રાખો
બહુ ઘાતમાં નેમનો વે'મ દાખો.
વળી ક્રોધમાં અગ્નિનો ભાવ ભાળો,
બળે બાળતો આત્મને કાષ્ટ ભારો;
નથી રાહુ બીજો નથી કેડ ત્રીજો,
ગણું એક એ જેહ સંસાર સીઝયો.

**વલ્લભ**—તું પ્રાચીનતા હો કે અર્વાચીનતા, મિશ્રરૂપ બનેલ વિપરિણતિ હો કે સુપરિણતિ; પણ સુણ્ય: મેઘાડમ્બર શોભે છે વિદ્યુતના ચમકારથી, ઘઘરતી ગર્જનાના પ્રચંડ ઉદ્‌ઘોષથી. સર્વને ઘસડતા ધસમસ વહેતા ધોધથી શાંતિ અને રમણીયતા શોભે છે, ભયંકરતાનું પટ સરતાંજ તે દીપે છે. સૂર્યના પ્રચંડ બાણે વીંધાતું આકાશ સાયંકાળે શું સિંદૂરવૃત્તિ ધારણ ના કરે ? ઉપદેશ અને નીતિ એ કાવ્યના તેમજ મનુષ્યમાત્રના સતત અલંકારો નથી. કારણ—

પાપના આગારમાંહિ પુણ્યના અંબાર શા ?
અસત્યના વ્યાપારીના મીઠડા મેળાપ ના.
તરવાર તીખી સામી લાકડી શી દેવી કશી ?
લાત મારનારને તો માન લાત દશનાં.
માના જાયા વીર અમે નચાવીયે નપુંસક,
દુશ્મનોને દુષ્ટ દંડ કરં ઘાત વાર ના.
જેવું લણે તેવું પામે છે સિદ્ધાંત સીધો સટ,
હું નમું ના ક્ષણ વાર જે નમે કોપલ ના.

**દલપત**—કવિવર ! જુનું તે સોનું, નવું તે હીણું, એ પક્ષપાત છે. નવીનતામાં પ્રાચીનતા છે. પ્રાચીનતામાં યે ન્યૂનતા છે. સંપૂર્ણતામાં યે અપૂર્ણતાનાં છિદ્રો છે. સૃષ્ટિની પ્રાચીનતામાંય નવીનતાનાં બુન્દ દેખાય છે. જો—

ઘણા ઘુમે છે ઘન ગર્જતા કે વર્ષા જતાં યે જલ વૃષ્ટિકારી,
વાયુ તણીયે ગતિ થાય વાંકી ના વૃત્તિ તેની સ્થિર શોભનારી;
સંધ્યા સમોયે નવ રૂપ ધારે વૈચિત્ર્ય એના રૂપમાં બનાવે,
જે જાયું તે એક રૂપે રહે ના સિદ્ધાંત એ સર્વ સ્થળે જણાવે.

**વલ્લભ**—અયે અર્વાચીનતાના દુંદુભિ મહાશય ! નાદથી વિજયમાળા મળતી નથી, સૈનિકોની વ્યૂહ રચનાથી વિજયશોભાનો પ્રસંગ તત્કાળ મળતો નથી. નિશાન વાગવાથી, ધ્વજા ફરકવાથી. વિજયનાદ થઇ શકતો નથી. નવીનતા વિચારની હોય છે, શૈલીની હોય છે, રચનાની હોય છે. શંભુ મેળાથી થતી નવીનતા તો વર્ણસંકરતા કહેવાય. ગુર્જરીની શુદ્ધતા છે પ્રાચીનતામાં. શુદ્ધતામાં આવિલતા પ્રવેશે છે પાશ્ચાત્યની નવીનતાથી. મચ્યો છો તાનમાં, વધ્યો છો માનમાં; તજી પોતાનું ભજો છો બીજાનું. સત્ય કુદરત તજી ભજો છો કૃત્રિમતાને. જુઓ, જુઓ, સૂર્ય હજી ગતિથી ચળ્યો નથી

રાત્રિનો સમય પલટાયો નથી. તારામંડળના ભ્રમણમાં સંકરતા પ્રવેશી નથી. સૃષ્ટિના સંચાલક નિયમો તૂટયા નથી. છતાં કેવળ સ્વાર્થ અને મોટાઇની ખાતર સંકરતાનો પ્રચાર કરી ગુર્જરીની વેદના વધારી રહ્યા છો, અને જ્યાં ને ત્યાં—

લાવ લાવ કૈં નવીન બનું છું પ્રૌઢ હું કવિ,
લખું લાખનાં લખાણ લાહ્ય લાગે લૂટમાં;
આમ લઉં તેમ લઉં કરૂં કવિતા હું નવી,
ભાત ભાતમાં ભમાવી ભાષા ભરૂં ભારમાં;
જુનામાં તો છેજ શુંય ડોબરાં બેઠાં છ છેક,
તાર તાર તૂટે તતં તડેડાટ તાનમાં;
જોયો નહિ દેશવેશ રાખવો નહિ કો ટેક,
કલ્પનાના કાટ કાઢ કૃત્રિમ એ કાવ્યમાં.

તો પછી અર્વાચીનતાના મદના પર્વત તોડવા આ વલ્લભ હવે પૃથ્વીપર અવતાર લેશે. જા જા, અર્વાચીનતાના પ્રતિનિધિ ! કહે, તારા અનુયાયી, નવમાર્ગગામી સૈનિકોને, અસુરોનો સંહાર કરવા જેમ વિષ્ણુ અવતાર લે છે તેમ ગુર્જરીનો પુનરૂદ્ધાર કરવા દંભી, નપુંસક, તેજહીન, બળહીન, કવિતાની પૂંછડીયે ન જાણનાર કવિકાગસમૂહના ઉદ્ધત મયૂરપિચ્છ ખેંચી કાઢવા મારે જાતેજ—

**દૂત—** [ નેપથ્યે ]

ઉચ્ચે ગયો તદપિ આ સવિતા પડે છે,
સંતપ્ત છે તપન એ પણ શાંત થાયે;
વાયે હવે પવનની લહરી મધુરી,
સંધ્યા તણો સમય એ નિજ કર્મ દાખે.
પુષ્પો તણી પરિમલો પ્રસરી અહિં છે,
વહેતી રહી રસ સુધા રસ કુંજમાંથી;
કૈં તારકો નિજ કરે ભરતા રહે છે,
બીજા હવે રસ ભરો સમયે ચુકોના.

**વલ્લભ**—[ સુણીને-સક્રોધ ] અયે ! વાણીક્ષેત્રનિવાસી વનચર ! શાંતિના ઉપદેશમંત્રો ક્રોધયજ્ઞમાં સંભળાતા નથી. છતાં તું હુંપદ છોડતો નથી તો હવે સહન કર્ય આ વાણયજ્ઞની અગ્નિજ્વાળા.

**દૂત**--[ પ્રવેશીને-સભય ] ક્ષમા ! ક્ષમા ! કવિવર, ક્ષમા. પિતાનો પ્રેર્યો કેવળ આદેશવાહક થયો છું. સાક્ષર મહાશયો મંડપમાં સ્વ સ્વ સ્થાને ઉપસ્થિત થયા છે એજ વિદિત કરવા આવ્યો છું. બીજો કોઇ પણ મારો હેતુ ન હતો.

**દલપત૦**—દૂત ! દોષ તારો નથી, કહ્યું છે કે—

જે જન સેવા જઈ કરે ગર્દભ બીજો હોય,
એ બાજુના મારથી ભાગ્યવંત તે હોય.
દાણા જેવા જઇ પડે એ પડમાંહિ દળાય,
જોને સૂરજ ચંદ્ર એ રોજ રોજ પીલાય.
આવી માથે જે પડે સહેવું સેજે થાય,
બોલે તે બે ખાય છે સાર સિદ્ધાન્ત મનાય.

ચાલ, માર્ગ બતાવ.

**દૂત**—પધારો, કવિરાજ ! પધારો, આ રહ્યું સભાદ્વાર.

[ બન્ને કવિઓ પ્રવેશ કરે છે. દૂત દ્વાર આગળ ઉભો રહે છે, સભામાં નરસિંહ, ભાલણ, પ્રેમાનંદ, શામળ, નર્મદ, વગેરે કવિઓ બેઠા છે. તેઓનો માંયોમાંય વાર્તાલાપ ચાલુ છે. ]

**દલપત૦** [ વલ્લભને ] કવિરાજ ! કેવું સુન્દર ચંદ્ર-ઉપચંદ્ર-તારક વિરાજિત સભાસ્થાન છે ?

ઉંચે જુઓ ગગનની વિલસે કમાનો,
ગુંથ્યા શું તોરણ નવાં વિણ સૂત્ર તારે !
આકાશની સુરચિતા શુભ છાજ માંહિ,
દીધી જડી રજનીની નવ ચુંદડી શી ?

**વલ્લભ**—મહાશય કવિ ! મારી આંખે તો કંઈક જુદુંજ દેખાય છે.

આજ કાલના કવિના મગજનો છે ધૂમાડો,
ગુર્જરીને છે રિઆવી તનખા છે આગના.
ચોંટી રહ્યા, સ્થિર થયા; જણાવતા એ દહાડો,
તોએ પાપીઆ કવિડા મૂકે મામ નામ ના.
શચીનાં ઘડયાં ઘરેણાં સોનાની કણિકા ઉડી,
ઉડી પૃથ્વીપર પડી પાછી ઉડી આભમાં,
કવિડાના નવા શ્વાસે પવિત્રતા પાછી ફરી,
શુદ્ધતા સ્વરૂપ ભૂલી આવી વસી સ્થાનમાં.

**દલપત૦**—જુઓ, જુઓ, કવીશ્વર પુત્ર ! આ સભાસ્થાનમાં કવિઓ બિરાજ્યા છે.

બ્રહ્માની સરજી ટકે નવ અહિં સૃષ્ટિ બની આ જુઓ,
ચંદ્રા કંક કળા સદા પ્રસરતા જો ! જો ! પ્રભુતા વધી;
તાપે ના તપતી રસે કસ ભરી. રેલાય જોને સુધા,
પીવા બુન્દ ધસે જુઓ તલપતાં કૈં કૈં ગણો પક્ષીનાં !

વળી

આનંદે વિલસે, રમે, નવ રસે; વાછંટ ઉડે ઘણી,
વર્ષાશી પડતી જ એ અવનિમાં, પોષે નવાં પુષ્પને;
ફેલાયે સુસુવાસ જો અહિં સુધી મ્હેકે બધું વિશ્વ આ,
થાતી તેહ સુગંધિતા રસનદી પોષે પુનઃ પુષ્પ એ.
એવી એ ઘટમાળ શી પ્રભુતણી લીલા સુરમ્યા દીસે,
રાખી ગ્રન્થિ સુકોમલા સુવિહિતા,અર્વાચીને પ્રાચીના;
એથી કાવ્યસુધા ફરે મદભરી રંગેભરી તાનમાં,
નાચે નૃત્ય કરે ધરે વિવિધ એ વસ્ત્રાદિ કૈં કૈં નવાં,

**વલ્લભ**—કવિ !-અયે ઉન્મત્ત જીવિત-નિરપેક્ષી ! અમૃતસ્યન્દિનીનાં બુન્દો ક્ષારાબ્ધિમાં શમતાંજ અમૃતાસ્વાદ તજે છે.

**દલપત૦**—છતાંય વરાળરૂપ થતું તે પુનઃ અમૃત રૂપ ભજે છે.

**વલ્લભ**—એવી કોઇ પ્રચંડ સૂર્યશક્તિ કાવ્યસુધાને અર્વાચીનતાની

ગંધકીથી પુનરૂદ્ધત કરવા શક્તિમતી નથી.
કારણ–પ્રતાપી સૂર્ય છે ઘણા ન કો ગણે તેની મણા,
રહ્યા ઉંચે દૂર છેક જાગતા ન કામના;
પાસે હોય તોય ટેક હું તણો ન છોડે છેક,
ચોરનાર ચોર એહ વદે વાણી વામના;
છતું તેજ જુએ નહિ પ્રભાને પિછાને નહિ,
લાગ્યો તાપ બોલે નહિ લ્હાણાં કરે ખારનાં.
આંખ બેય તોય એક કાગની ન છોડે નેક,
ચાંચ મારી વિષ્ટા કરે જુએ પકવાન ના;
દુષ્ટ પાપી દંડું હુંય મનની ખો ભૂલે તર્ત,
છોલી છોલી લીસા કરૂં કળા પૂર્ણ ભાળવા.
ગર્દભ તો જાણે એક લાત માર ભૂક ભલું,
રીતિ તેને હું ભણાવું થતા દોષ ખાળવા.
મગજનો વા હું કાઢું આંખ તેજ હું બનાવું,
સત્ય શું તે હું બતાવું મોતી મૂલ્ય જાણવા.
છોડે ન ગર્દભપૂચ્છ માથે આવે જો કે મર્ત,
તે તણાયા છો તણાય નર્ક દુઃખ ભાળવા.
કવિ કેરો ક્રોધ પ્રૌઢ રૌદ્રથી એ ચઢી જાય,
બાળ બાળ સર્વ બાળ હોય દેવ દાનવા.
નવા જુના નાના મોટા રંક રાય શેઠ હોય;
ભાળ ભાળ દુઃખ ભાળ ભાવાભક્ત ન્યાળવા.
ક્યાં છે ! ક્યાં છે ! દુષ્ટ મૂઢ પ્રાચીનતા આવી હોય,
જાણ જાણ ભુંડ જાણ અન્નરસ સ્વાદવા.
લે તું લે તું આ પ્રહાર ગુર્જરી તો સતી હોય,
કવિ ક્રોધ ચિતા હોય દુષ્ટથી ઉદ્ધારવા.

[ વલ્લભ ભાન ભૂલી તાનમાં મંડપમાં ગર્જતો ભમે છે. ]

**પ્રેમાનંદ**—વલ્લભ ! ઉન્મત વલ્લભ ! ગાંડપણ પ્રવેશ્યું ! સાક્ષરસભાના સાક્ષરનિયમોમાં નિરક્ષરતા પ્રવેશાવે છે ! સાક્ષરી શાન્તિની નિર્મલતામાં પ્રેરે છે કાં આવા આવિલતાના પ્રવાહ નિરર્થક મનઃ કંપથી ? સાક્ષરને તો જોઇએ સહોદરભાવ; જે પરિણમે એકાત્મતામાં. ન જોઇએ ઝાંખીએ તેમાં ક્રોધ, ઇર્ષ્યા અને દ્વેષની. ઉદ્દેશ શો છે ? ગુર્જરીની ઉન્નતિનો, ઉન્નતિ નિભાવવાનો; વિલયતાનો નહિ. કારણ—

ભર્યો તેજે પુરો વધઘટ થતો ચંદ્ર ગગને,
નિભાવે છે રાત્રિ ક્ષણુ વિલય થતાં સ્નેહ સરથી;
નદી નાળાં ખાલી પુનરપિ ભરાતાં જલવડે;
રચાઈ છે સૃષ્ટિ સકલ ભરતી ઓટ નિયમે.

**વલ્લભ**—પિતાજી ! રસાતલ જતી સૃષ્ટિને પણ ટકાવી રાખવા જે કુદરત પ્રયાસ કરતી હોય તો તે કુદરતજ અકુદરતી છે. અગ્નિ શીતલ થાય, વર્ષાધારા સંતપ્ત રહે; વાયુ ગતિ તજે, સ્થાવર ગતિ ભજે; તારા મંડળ પ્રકાશ ખુએ, તમિસ્રા તેજવતી બને, પ્રકાશ પ્રભાહીન થાય; પ્રભાત પશ્ચિમે ઉગે, સંધ્યા સમય બદલે; સૂર્ય ગતિથી ચલે, અરૂણ રક્તભાવ તજે; પ્રાણહીન શરીર ગતિ કરે; પંચમહાભૂત–હીન સૃષ્ટિ અસ્તિત્વ ભજે; ભકતો નર્કે વસે, પાપિષ્ટ સ્વર્ગે વસે, યોગિઓને પિશાચ પ્રાપ્તિ થાય, મલિન સાધકોને દેવ ફળે; સકલ જગતનો નિયામક નિયમાય; નિર્બંધ બંધાય; નિર્લેપ લેપાય. અજર જરે, અમર મરે, અનન્ત અન્તવાન થાય, અનાદિ આદિભાવ ભજે તો સૃષ્ટિનું, સૃષ્ટિત્વ, એકાત્મ્ય આત્મત્વ સર્વ વિનશે; અને સર્વત્ર છિન્નભિન્નતા ભાવ ભજતી રહે.

મહાવીર કવિવરો ! જુઓ જુઓ !

કવિતા ચંદ્રિકાના કલંક, રસક્ષેત્રના કીટ; ધાન્ય કોશના મૂષક; શબ્દપાત્રના છિદ્ર; ઇન્ધનના ધૂમ્ર; અંગારાની ભસ્મ; જઠરાગ્નિમાં મન્દતા; મન્દાગ્નિમાં શિથિલતા; સૌન્દર્યમાં શ્યામતા; સબલતામાં હીનાંગતા; ચપલતામાં સ્ખલનતા; સ્થિરતામાં અલસતા; વાક્સરિતામાં પાષાણતા, સરલરસવાહિનીમાં આડંબરતા; શબ્દલાલિત્યમાં કર્કશતા; અર્થ ગાંભીર્યમાં છાછરતા; માધુર્ય, ઓજ, પ્રસાદ આદિમાંથી થતી ચમત્કૃતિમાં શિથિલતારૂપ: અલંકારગૃહના પાયામાં નિર્બલતારૂપ; જેને કવિતા શું તેનું જ્ઞાન નથી, છન્દ કે રાગરાગણીનું ભાન નથી; શબ્દ સંવરણીનું જ્ઞાન નથી; જેનામાં ઉમળકો નથી; ઉરનો ઉભરો નથી; હૃદયની મસ્તી નથી; બુદ્ધિની ચપલતા નથી; વાણીની સરળતા નથી; ચિત્તની આકર્ષકતા નથી; અન્તરની પ્રેરણા નથી; વિચારની બહુલતા નથી; કલ્પનાની કોમલતા નથી; કલ્પનાના કોઠાર નથી; કલમમાં તાકાત નથી; સાહીમાં પ્રવાહ નથી; જે વિચાર કરતાં વચકે છે, કલ્પના કરતાં કમકમે છે, લખતાં ધ્રૂજે છે, જેને શબ્દ શોધનમાં કોશો ઉકેલવા પડે છે, ભાવ શોધવા પુસ્તકો ઉથલાવવાં પડે છે, ભાવ ઉતારવા શબ્દ મચડવા પડે છે; રસાસ્વાદ લેતાં જેઓની જીવ્હામાં કઠોરતા પ્રવેશે છે; જેની બુદ્ધિ; કઠિત છે; છતાંય તેજસ્વી દેખાડવા મથે છે; કદરૂપી છતાં હાવભાવ કરવા મથે છે; નેત્રની ચપળતા વધારવા જતાં બાંડી બને છે; જે આંખના પલકારાથી સામાને આંજી શકતી નથી, ચપળ ચાલથી આકર્ષી શકતી નથી, મુખારવિન્દથી જે પ્રભા પાડી શકતી નથી; જેના ઉષ્ણ નિશ્વાસમાં પરિમલ વહી શકતી નથી, જેના લાવણ્યની સરિતા સરતી નથી; જેનાં ચક્ષુઓ કુદરતની ગુંચ ઉકેલી શકતાં નથી, કુદરતની સુન્દરતા પ્રશંસી શકતાં નથી,

ગહનતા ભેદી શકતાં નથી, સરલતાથી વિહરી શકતાં નથી, પ્રકાશ નિહાળી શકતાં નથી, આવા ઉદરંભરી માનઘેલા ગર્વોન્મત કવિડાઓ, જેનો આનન્દ કાવ્યરસ પીવામાં નથી, તરછોડવામાં છે; જેની એકતાનતા ભાવતાદાત્મ્યમાં નથી, શબ્દને મારી મચડી હ્રસ્વદીર્ઘના કલહક્ષેત્રમાં વાવણી કરવામાં છે; જેમની મનઃશક્તિના વ્યપારનો વ્યય વધે છે વ્યુત્પતિઆદિની મારામારી કરવામાં, નવીન રસભર્યાં કાવ્ય લેખનમાં નહિ: જે ગુર્જરીને પોષવા જતાં તેને કંટક સમ ખૂંચતી કુંઠિત લીટીઓ ઘસડી નાખે છે: કાવ્યના ટીકાકાર ગણાવવાની હોંસમાં આંગ્લ–મ્લેચ્છ ભાષાના અવતરણ કરી ગુર્જરની શુદ્ધતા, નિર્મલતા, સરલતા, સરસતા, સુન્દરતા, ઉત્કટતા, લાલિત્ય, મનોહરતા, આકર્ષકતા, કોમલતા વગેરેનો વારંવાર નાશ કરે છે. એવા કવિ કીટોને હાથે ગુર્જરીનું અધઃપતન થાય એના કરતાં તો, તે ચિતામાં મારાજ સ્વહસ્તે અગ્નિદાહ પામી ભડભડ બળતી, સદ્ગતિ પામે એજ પ્રત્યક્ષ જોવું બ્હેતર છે.

જાતિમાન જ્યાં રહે ના ભાવ અન્યનો જુઓના,
ત્યાં રહેથી માલ કશો મહત્તા ગુમાવવી;
ધિક,! ધિક,! તુચ્છકાર, જ્યાં સુણો એ સીસકાર,
કામે હાથ દીધે કશું ? નીચતા પચાવવી.
આજે પરોણો જે થાય કાલે કોડીનો તે હોય,
પછી રે'તાં ગર્દભ એ રીતિ શી શીખાવવી !
બદલાય આ જમાનો ગુર્જરીની સ્થિતિ જાણો,
એમાં એને લાભ કશો જીવતી મરાવવી.
દુશ્મનોને માર માર કે ગુર્જરીને જીવાડ,
છે સિદ્ધાંત મારો આજ તાતી તલવારશો;

જુઓ! જુઓ! હિન્દતણા સુખમાં કરી છે હોળી.
હાથે કીધી ન બચાવી ધિક પુત્ર હિન્દના.
હિન્દનો આદર્શ ઉંચો ધિક ધિક હિન્દ ભૂલ્યો,
માતા ભ્રષ્ટા થવા દીધી પાપની ચિતા કરી!
પાપતણા એ આચાર નર્કના છે એ આગાર,
ધિક ભ્રષ્ટ હિન્દ ધિક નીચતા વધી ગઇ!
થા તૈયાર થા તૈયાર માતા સતીને બચાવ,
દુઃશાસન પાપી ઘણા ચીરે ચીર તાણીને;
ભાષાના જુગાર થાય ગુર્જરીની હોડ થાય,
મુજથી ન એ દેખાય માર ગદા સાથને;
શકુનિને જયદ્રથ દુર્યોધન ભ્રાત શત;
હસી હસી હાસ્ય કરે ભ્રષ્ટાચાર પ્રેરતા:
લાવ ચક્ર લાવ ચક્ર ગદા બાણ ખડ્ગ લાવ,
દુશ્મનોના નાશ કાજ માતા છે બચાવવી.

**ભાલણ**—શાંત, શાંત, વીરવલ્લભ! ગૌરવની મર્યાદા ઉલ્લંઘવામાં વિશેષતા નથી. વ્યર્થ ઉશ્કેરાવવામાં મહત્તા નથી. ભાવિ-પ્રાબલ્ય સમક્ષ માનવતાની નિરર્થક્તા ઉણી નથી.

ભ્રમણ અટણ જોને સૂર્યને યે રહ્યું છે,
વહત અનિલ માંયે ગન્ધ કુગન્ધ હોયે.
પ્રભુ શિર વસતાયે ચંદ્રને રાહુ પીડે,
વિધિ વિહિત થયું એ અન્યથા કેમ થાયે!

સૃષ્ટિનો ક્રમ જે વિહિતાયો છે તેજ પ્રચલે છે. સૌ સૌને કર્માનુસાર યથાતથા પ્રાપ્ત થાય છેજ.

**વલ્લભ**—પિતૃ કવિવર! હું આશાવાદી છું. ગ્રીષ્મમાંયે વૃષાને અપેક્ષું છું. વિદ્યુત્પ્રપાતમાંયે નન્દનવાટિકા નિરીક્ષું છું. મૃત્યુમાંયે જીવનક્ષેત્રના આનન્દસરને કિનારે અથડાતી સલિલની લહેરીઓથી ઉડતી ઝીણી ફરમાં મોજ માણું છું. આવા ભ્રષ્ટ-

તાના સમયમાંયે ગુર્જરીની સત્સ્થિતિની આપેક્ષા છે, છતાં જ્યાં સુધી ભ્રષ્ટતા નાશ પામતાં શુદ્ધતાનું સામ્રાજ્ય સ્થપાય નહિ ત્યાં સુધી આ ભૌમ્ય અસુરોનાં વાતાવરણથી પીડાતી ગુર્જરીને કૃષ્ણાવતાર સમ અવતાર લઈ ઉદ્ધરવી એજ હવે મારી કાર્યપરતા માનું છું.

**નર્મદ**—વલ્લભ ! પ્રાચીનતાને ઉતારી પાડવા અર્વાચીનતા મથે છે એ કથન અસત્ય છે. સર્વત્ર પ્રાચીનતાની વિરૂદ્ધ ઘોષણા નથી. પ્રાચીનતા પ્રશંસાય છે. ઉદ્ધરાય છે. તેમજ ગુર્જરીના વિસ્તાર અર્થે પ્રયાસો પણ ચાલુ છેજ.

**વલ્લભ**—એ પ્રયાસો નથી પણ ગુર્જરીને કેવળ મૃતપ્રાય કરવાનાં સાધન માત્ર છે. હિન્દની હિન્દતાનો વિલય કરી ખ્રિસ્તીય સંસ્કારોથી વિભૂષવાનો સમારંભ છે. જ્યાં સંસ્કૃતિનાં પટલ છાયાં છે, ત્યાં સંકરતાનાં કિરણો પ્રસારવા મથાય છે. પ્રયાસો કેવા અને કયાં થાય છે? વ્યુત્પત્તિની મારામારીના. શબ્દ-સંવરણીની આડંબરતાના; આંગિક ઉપક્ષેપોના. કયા લેખો લખાય છે? હું, તું, તાં ના ઉદ્ધારના, અમેરીકાના અવ-તરણોના, પેરિસની પ્રમદાઓના લંડનની લલનાઓના જર્મનીના જમદૂતોના પ્રવાસીના પ્રવાસોના, સ્ટીમરની સીસ-કારીઓના, શેકસ્પીયરના સૌન્દર્ય પરત્વે નીકળતી પોપટીઆ શબ્દ સંવરણીના, અને તેમાંય આત્મોલ્લાસની શિથિલતા; મિલ્ટનના માધુર્યને પીવા મથતી મીટ, સંસર્ગે પ્રેરિત પ્રતિ-બિમ્બિત ભાવથી; હૃદયોન્મથનથી નહિ; કારણ એટલુંજ કે લેખકોને ગુર્જરી પ્રતિ સમભાવ ઓછો, લેખવાની આવડતે ઓછી—

આવી વાત તેવી વાત લીધી લખી લેખ કાઢચો,
જેયું કોણે જાયું કોણે લખી નાખ વાતને.

જેમ તેમ ઝોકી માર લખી લેખ નામ કાઢ,
છાપામાં છપાવી માર સાક્ષરા લે પદને.
વિચારની છે શી જરૂર શબ્દની ઝમાવ રાઢ,
પોચા લોકને નચાવ જાણે ના છો રંગને.
નામ એકવાર આવ્યું લોકે એ પિછાણ્યું ગાઢ,
તમા નથી કો બાપની રીતિ એ તું રાખને.

**નર્મદ**—વલ્લભ! તારી આંખે તાત્વિક ભાવ તો દેખાતોજ નથી. પ્રાચીન કવિત્વ શક્તિનો આવિર્ભાવ કરી તેની પ્રભાનાં કિરણો વિસ્તારતાં કોઇ આદર્શરૂપ લેખ દષ્ટિપથ પડતાજ નથી?

**વલ્લભ**— પ્રશંસા કરતાં પોષણજ ખરૂં મહત્વનું છે. પ્રશંસાથી પેટ ભરાતું નથી. પોષણ વિના જીવન ટકતું નથી. પછી આડંબરતાના સમૂહરૂપ વર્ત્તમાનપત્રો, માસિકોને અને અન્ય આજીવિકાના સાધનરૂપ થઈ પડેલાં પત્રોને ચલાવવાના શબ્દ યંત્રથી વધુ શું? જુઓ! તમારા ગદ્યપ્રેમી સાક્ષરોએ વાવેલી ફૂલવાડીની ખીલવણી તો જુઓ? નવમાલિકાને લજાવવા જતી નવલિકાઓ ત્વ ખોતાં તે ન—વલ્લિકાજ રહી. અને વિપરીત વાચનને અંગે કાલીવનનું સ્થાન પ્રાપ્ત કરતી કેવળ અસ્થિ સંચયનો કોઠાર બની. કાલીનું જોર વધ્યું. વિચાર સમૂહ નાશ થવા. લાગ્યો. સંકરતા વધી. જો કે મયૂર પિચ્છ ધારી કાગનો કેટલોક સમય મયૂર તરીકે પિછાનાયો પણ નવલિકામાં નવલતા ન રહી. આવિલતા ચમકી રહી. ક્યાં છે પાત્રની મહત્તા? ક્યાં છે પાત્રની પાત્રતાનો આવિર્ભાવ? ક્યાં છે પાત્રમાં તેનું દેશીય તત્વ. મારી આંખે તો દેખાય છે જ્યાંને ત્યાં ઠોકી બેસાડેલા નામાભિધાન. દેશીય 'ત્વ' જાળવવાના દંભ ડોળ નીચે છુપાઇ રહે છે પાશ્ચાત્ય ગુર્જરત્વ પ્રત્યક્ષ છે, છતાં તે દષ્ટિપથગામી

કરી શકાતું નથી. લખી નાખી પત્રોમાં વાર્તાઓ. છે કંઇ ઢંગ ધડા ? જેમ આવ્યું તેમ બકી જાઓ. જે આવ્યું તે ફેંકતા જાઓ. ખીચડીનો સ્વાદ પણ પૂરો ના પિછાનો. કોની તમા છે ? લેખક થવું છે. કરો ઉતારા. કરો ભાષાંતર અને લખો લેખ. જ્યાંને ત્યાં નવીનતા આણવા પાશ્ચાત્ય સંસ્કારોની મહોકાણ વાળી છે. હિન્દી ગુર્જરી તત્વને રસહીન શુષ્ક ગણી પાશ્ચાત્ય ખારા સમુદ્રમાંથી ચંચ્વગ્ર બોળવા તલપી રહેલા જુઓ આ પક્ષિગણોને ! એમના ઉડવાથીયે સુધારાના પ્રબળ પવન ફેલાય છે અને ગુર્જરીની શુદ્ધતામાંયે તેમના રાહુ સમા પડછાયાથી આભડછેટ થઇ રહે છે.

**ગોવર્ધનરામ**—વલ્લભ ! શુદ્ધતા નવલકથામાં નથી ? સર્વત્ર રાહુના પડછાયાજ છે ?

**વલ્લભ**—મારો બળબળાટ છે આધુનિક અર્વાચીનતા માટે; પ્રાચીન અર્વાચીનતા કાજે નહિ. છતાં આપ પોતે પણ છબરડો વાળતાં અચકયા છો; લપસતા હતા છતાં ગૌરવ સાચવી રહ્યા છો. જુઓ, લેખકો વધ્યા. પણ હિંદનું ગુર્જરી ' ત્વ ' કેટલું વધ્યું ? તમે ગદ્યવાદી થયા છો સાહિત્ય દૃષ્ટિએ તો જુઓ, કઇ પ્રગતિ થઇ ? ગુર્જરી કેટલી ખીલી ? ખીલવવા જતાં તો બિચારીને અધમુઇ કરાય છે. તમે કહેશો કે નાનાં કાવ્યનાં લેખકો ઘણાય છે પણ તેઓ ડહોળે છે શું ? લખી પાંચ સાત લીટીઓ તેમાંની ચારપાંચ તો બે ત્રણ વખત બેવડાવી, અને કવિતા કરી. એક પાનું ભરી કાઢયું. છાપીને વેચી બજારમાં. એકે લખી બીજાએ તેનું મૂલ્ય કર્યું. ત્રીજાએ તેની સાક્ષરતા વધારી. આ હાકયું ગાડું ને કવિ ઘોડે ચઢયા. સાક્ષર થયા ગુર્જરીના સેવક અને પોષક. નર્મદ ! નવલ ! દલપત ! કલાપી ! કવિવરો ! જુઓ અમારા પ્રાચીન કવિ-

એના જમાના ગયા. તમારાયે સમય ગયા. અને હવે આ જમાનો આવ્યો. હોંસથી થતી સેવા ગઇ. ઉમળકાથી થતી દેવીની પૂજા ગઇ. હવે તો એને નામે પોતાની ઉન્નતિ, કીર્તિ અને મહત્તા જાળવવાની વાત વધી. હું કવિ કેમ કહેવાઉં! લોકો મને કવિ સાક્ષર કહી કેમ સંબોધે! સભામાં કેમ બધા મારૂં ડાચું જુએ એ વાત વધી. હવે તો મિથ્યા મગરૂરીના વાયુના રોગ સર્વત્ર પ્રસરી રહ્યા છે. જ્ઞાનમાં ખાલી ચણો. ઢમઢોલ માંહ્ય પોલ. કાવ્યના વિષય તો જુઓ! પ્રિયાની સંવત્સરી, પ્રિયાની મધુરતા, મધ્ય રાત્રિએ હાલરડું, ઇત્યાદિ, જેમાં નથી ભાવ કે નથી મસ્તી; કેવળ શબ્દાડંબર, શબ્દની રચના. નથી છંદનું જ્ઞાન કે રાગરાગણીનું ભાન કે તાલની સાન એટલી લખી નાખ્યું ' રાગની ધૂન કે લય ' ને હાંકયું ગાડું. નહિ તો કર્યા ઉભા નવા અડબંગ ત્રૂટક છબરડાવાળા છંદ અને કાઢયું નામ. નવી ત્રૂટિત પદની રચના કરી અને આકર્ષ્યા લોકોને. વધે છે આથી કુતુહલ અને મળે છે કીર્તિ. કાંકરો એક પણ મરે પક્ષી બે; એકે આગળ ઝપલાવ્યું એટલે બીજા તેના પૂંછડે વળગ્યા. અમેયે સાગર કાં ન તરીયે? અમારે કવિ થવું છે. નવીનતા ન જડી તેથી અફસોસ કરી રહ્યા. બીજાએ કાઢી તો લાભ કાં ન લેવો? કવિવર! આવા ક્ષુલ્લક ક્ષુદ્ર પ્રયાસથી ગુર્જરીને સોય ભોંકી તેનું લોહી પીવા બેઠેલા આ અર્વાચીન કવિ સમૂહને નિરીક્ષો? જેનામાં ટુંકાં મસ્તીભર કાવ્યો લખવાની શક્તિ નથી, લખવાનું લોહી નથી તે મહાકાવ્ય કે કથા લખવાની હિંમત કયાંથી કરે? અન્તરની જેને ઉર્મિ નથી તે ભાવ અને રસના ધસમસ વહેતા ધોધમાંથી ઉડતી ઝીણી ઝીણી ફરમાં કલ્લોલ તે કયાંથી કરાવી શકે?

નવલ—વલ્લભ ! બધામાંજ કહો છો તેવું નથી. જુઓ બારીકીથી. ઘણાય મયૂરના કેકારવો અંતર ઘનની ગર્જનાથી થતી મહદ્ ઘોષણાના પરિણામ રૂપ છે. ઘણાય લલિત પદબન્ધોમાં ગુર્જરીના ઝાંઝરના ઝમકાર અને મંજીરાના મંજુલ નાદમાં મુખની મધુરતા, વાણીના વિલાસ અને શ્વાસની પરિમલ વહે છે. વનમાં કુદરતની મસ્તી નિહાળતાં અન્તરે ભેદાતાં નીકળતી સિંહગર્જનામાં જુઓ કંઇ કોકિલાના ટહુકારની મિઠાશ સમજાય છે. ચંદાની આલ્હાદક ચાંદનીના અનાવિલ સરમાં સુધા રસની લહેરીઓ કેવી લચકે છે ? ઉત્સવમાં ઉડતાં અબિલની અને ગુલાલની છોળ કોણે અનુભવી નથી ? બ્હેકી રહેલાં વિવિધ પુષ્પોની પરિમલ કોણે જાણી નથી ? જુઓ, જુઓ, કવિવર ! આ ખીલેલી કાવ્ય વાટિકા તો જુઓ, જાણે વસંત ખીલી ! ! !

હોરી.

*પચરંગી પટકુલ ધારી
દીપે આ કુદરત આ રતે ન્યારી—પચ૦
કુમળાં ચળકતાં વૃક્ષે સજ્યાં, નવ પલ્લવ જુનાં ઉતારી,
આંબે મોર અથાકજ ઝુકે જાણે કલગીઓ સારી.
વસંતની આવી સવારી—દીપે૦
વીંટી વળ્યાં સૌ સૌને વૃક્ષે હસ્ત પ્રસારી,
ફુલનાં ઝુમખે ઝુમખાં જે પર રંગ બેરંગી અપારી.
ઝુલે ઝાડ ફુલ ભરી ભારી—દીપે૦
ફુલ ભરી ડાળો ડોલે ખરે ફુલ પથરાઇ ફુલની પથારી,
ભ્રમર હજારો ગુંજાર કરતાં સુગંધિ લેતાં ગયા હારી;
બધુંજ રહ્યું બ્હેક જ્યાં મારી—દીપે૦

* નવલ ગરબાવળી.

કોયલો કૂહૂ કૂહૂ કરી રહે પંચમ સૂર અનુરાગી,
ઘટ્ટ ઘટામાં પડઘા પડેને, કુંજ દીપી રહી સારી.
મનોહર કામણગારી—દીપે૦
ઉગ્યાં ગુલાબને આવી ગુલાબી. ટાઢની તો હવે વારી,
વાયે સવારમાં મંદ સુગંધિ શીતળ સમીર સુખકારી
અંગે ઉમંગ વધારી—દીપે૦
રંગ્યાં ઉમંગમાં પશુ પંખીનર નાર કુમાર કુમારી,
સર્વે સજોડે રમે જમે કોડે સર્વ કરે મઝાદારી.
મુખે મીઠી હોર્રી ઉચારી—દીપે૦

**વલ્લભ**—બસ, બસ, નવલરામ ! તમારી પચરંગી કાવ્ય ફુલવાડી તો કેવળ જોવાનીજ. ફળ ફુલના રસસ્વાદથી હૃદયોલ્લાસ મેળવવાતા નથી. કવિ ! સંતપ્તભૂમિ પકવતા સમર્પી શકતી નથી. ગર્જતા ઘનની ગર્જનાથી જ કેવળ ભૂમિ રસાળ બનતી નથી.

**હરીલાલ૦**—અહિંજ ભૂલ થાય છે. વલ્લભ કવિ ! આ જમાનો કાવ્ય સરસલિલને મર્યાદામાં રાખનાર પાળ સમો છે. જળથી પુરાતાં સરોવરોને સંયોજનાર પ્રણાલિકા સમો છે. પ્રાચીન કવિઓને હાથે ગુંથાયલી પુષ્પમાળાને પ્રફુલ્લિત કરી પરિમલ પ્રેરવા પ્રોત્સાહિત કરનાર પવનની લહરી સમો છે.—

ઘડાયા કૈં ઘાટો ચળક ચળકે ઓપ ચઢતાં,
પ્રકાશે એ કેવા ! નવલ વલના રંગ રસીયા;
ઘણી ઝીણી આંખે નવવિવિધતા શી ચમકતી,
છુપાયાં દીસે શાં નવવિવિધ રત્નો ઝળકતાં !
ભરેલી છે આખી વિવિધ રસે આ રસધરા,
ઉગી તેમાં વેલી નવ નવ વળી પુષ્પ ભરતી;
દબાવીને કાઢયો અમૃતરસ આસ્વાદ ઝરતો,
મચ્યા રે'તા તાને મધુપ મધુદાતા અવનવા.

**ચદ્રુભ**—છતાંય તમારા ટીકાકારોને, પૂજ્ય આદિ કવીશ્વર નરસિંહ મહેતાના પદમાં અશ્લીલતા દેખાય છે. એની ઉછળતી મસ્તીમાં, એના વહેતા રસ પ્રવાહમાં, એમના ઇષ્ટદેવના ગુણ ગાનમાં પોતાનીજ સ્વવૃત્તિને અનુસરતું એઓએ જોયું છે. કવિ ભાલણ અને એના અનુયાયી કવિઓનાં કાવ્યમાં એમને નીરસતા દર્શી. ગીર્વાણ ભાષાના દુર્ગમ, દુર્લંઘ કાવ્ય સરિતાના પ્રવાહને ગુર્જરી નિર્ઝરીણીમાં વાળવાનું દુર્ઘટ કાર્ય એમને મન રમત લાગ્યું. કાદમ્બરીમાં જેની ચાંચ પેસી શકતી નથી, જેની ખુબીઓ સમજવા જેની બુદ્ધિ હાલી શકતી નથી, તેઓને આવી સરળ, રસભરી, રસમય લેખિની તે કયાંથી ગમે? આ બીજા કવીશ્વર મારા પિતા, પ્રેમાનંદ. ગણાયા તે ગાગરીયા ભટ. એમણે નવું શું ઉકાળ્યું? જુના કવિઓમાંથી ચોરનારા એ ચોર એમણે સર્વ બાફેલું બાફ્યું. એની લેખિની રડતી ને તૂટતી દેખાઇ. એમનાં કાવ્ય ભાવ વિહીન, રસહીન કલ્પનાહીન એક ઉંચા પંક્તિના ગાગરીયા માણભટ જેવા લાગ્યાં. એમના ઢાળ, રાગ, રાસડા, ને કડવાં તે કડવાં, કઠોર અને કર્ણવિદારક લાગ્યાં. એમની પ્રાસની રચનામાં એમને કર્કશતા જણાઇ. અલંકારના ઘાટ બેડોળ અને અસલી તેમજ ચોરેલા ભાસ્યા. એમનાં પાત્રો શુષ્ક, રસહીન, સમયને અનુસરતાં નહિ. પોતે જાતેજ બ્રહ્માનું સ્થાન ઝડપી લીધું. ગમે તેવાં સ્વમતિવૃત્તિને અનુસરતાં બેડોળ પાત્ર ચીતરી કાઢયાં. કેવાં કૃત્રિમ? કેવળ પોતાના સમયના ભાવથી રંગ્યાં અને એની ઉદાત્તતા અને સૌન્દર્ય બગાડયું.

વિચારો, વિચારો ઓ મહાન કવિવરો! જેણે ગુર્જરીની ઉન્નતિ આટલી કરી, જેને અર્થે જીવન

સમર્પ્યું તેને માટે આ શબ્દો પડછંદાય છે? જ્યાં સૂર્યની ગણના થતી નથી ત્યાં તારકના પ્રકાશને તો પિછાને છેજ કોણ? શામળ કવિ કોઇને દેખાય છે? હું તો કોઇને દેખાતોજ નથી. શાના દેખાઇએ! પહોંચી શકે છે કોઈ આધુનિક સાક્ષરતાને! જુઓ, જુઓ, એમનાં ઉમદા કલ્પના ક્ષેત્રો. જુઓ, એમની લેખિનીને ધસવાના સ્થાન. જુઓ પ્રાચીનતા બઢાવવાના મૂર્ખતા ભર્યા પ્રયાસો. હૃદયની મસ્તી નહતી ત્યારે ચર્ચાપત્રની મસ્તી સસ્તી થઈ. હૃદયમાં સ્વાભાવિક સ્ફુરણ ન થયું ત્યારે કલહનું કિરણ ફેંકયું. લોકોમાં જાહેર થવા કોઇ ન મળ્યું ત્યારે શોધ્યું સાક્ષર વિરોધ નામે ટીખળ. જ્ઞાન બતાવવા કાંઇ વિષય ન મળ્યો તો નવો 'શું' શો ના ઉપસ્થિત કર્યો. કીર્તિ સ્તંભ સ્થાપવા રણક્ષેત્ર ન મળ્યું તો વાક્ક્ષેત્ર કલ્પિતજ ઉભું કર્યું. ધન્ય, ધન્ય, તમારી નવીન સાક્ષરતા. આ કવિ શામળ. પ્રેમાનંદ ને શામળના ઝઘડા હાંકી માર્યા અને ચર્ચા વિષય ઉભો કરી પ્રાચીનતાને મહત્વ આપવા શોધ્યું. વિચાર ન કર્યો કે શું સંભવિત છે, શું યોગ્ય છે, શું સત્ય છે. અમારો જમાનો તમારી અર્વાચીનતાના સમા સમો નથી કે જ્યાં માસિક અને વર્તમાનપત્રો નિરર્થક ચર્ચાપત્રો અને કલહપત્રથી ભરાઇ જાય. એતો સંગીન કાર્યકરનો છે. કાવ્યનાં ફોતરાં ફેંકવાનાં નથી. ખાલી બપઢાઓ ચીતરી કાઢી પાનાં ભરવાનાં નથી. આ કવિ દયારામને જમાનાએ વખાણ્યાં અને તમે વખોડયા. અશ્લીલ કથ્યા. એનો ભક્તિ પ્રવાહ શૃંગારમય ભક્તિની ધૂન ન જોવાથી પ્રશંસી ન શકયા, તો એવું લખવાની હિંમત કે શક્તિ તો એમનામાં કયાંથીજ હોય! એની સરલતા, સુગમતા, મનોહરતા, આકર્ષકતા તે સર્વને ઉપલકીયા પણ નામે કહેવાતા સાક્ષરોને તો કિલષ્ટતા રૂપજ દેખાય છે. ઉઘાડા

શૃંગારની છાયાથી છવાતી દેખાય છે. પાશ્ચાત્ય સંસ્કારનાં ફુલાં જેની આંખમાં, પડયાં હોય તે ક્યાંથી તત્વ દેખી શકે ? અહિંતો નૃસિંહથી દયારામ સુધી ક્ષુલ્લક, ક્ષુદ્ર અને જીવનના પરોક્ષ ભાવને ભજનારા, જીવનમાં રસ ન લેનારા, મૃત્યુથી બીનારા, ઉત્તેજક નહિ પણ મન્દવૃત્તિના, ચપળ નહિ પણ શિથિલ ગતિના, ઉત્સાહ અને આવેશ ભર્યા નહિ પણ ઢીલા, લથડતી ચાલ ચાલતા દેખાય છે. આવા એકપક્ષીય ટીકાકારોના આ જમાનાથી ગુર્જરીના શારીરિક પોષણમાં મને તો શુષ્કતા દેખાય છે. કારણ—

પ્રાચીન તો ચીન સમ લાગે છે સૌને ચીબડું,
પેરિસની રીસ સમ સાક્ષરો રીસાય છે.
મળ્યા મોઘા મીઠા મેવા લાગ્યા લીસા શાં ઠીકરાં,
શર્કરા સવાઇ મળી લાગ્યા ધાણા ફાકવા;
એકાક્ષને મણિ આપ્યો દેવતા ગણીને ફેંક્યો,
ભસ્મ પુરી ના પિછાણી રાખ ગણી ફેંકતા;
ભૂંડને મિષ્ટાન્ન દીધાં સ્વાદ તેનો ના પિછાણ્યો.
ફટ, ફટ, પાપી ! ફટ વિષ્ટા મુખ ચાખવી.
રીતિ સાક્ષરાતણી આ નારી સમ તે 'સા' થયા.
'ક્ષર' કે'તાં ખરી પડ્યા તારા નિજ સ્થાનથી.
વિપરીત વાંચતાં તે રાક્ષસા પિશાચી બન્યા,
ખાઉં, ખાઉં, ખાઉં જાણે ખોયું માન ધ્યાનથી.
'રક્ષ' કે'તાં રક્ષા ભૂલ્યા ભક્ષ લાગ્યા તે ચાખવા.
રહ્યા અક્ષરા નહિ ને ચક્ષ ખોઇ રીતથી.
ધન્ય સાક્ષરા છો ધન્ય, છો રાક્ષસા થજો સદા,
કરો કામ કરો આવાં ખાલી ઢોલ વાજવી.
નાના મોટા રાસ કરી કુસુમોની માળા ગુંથી;
સ્નેહની મુદ્રા પેરાવી ફુલો તમ તાનમાં.

કાવ્યની મઢુલી બાંધી નવલિકા વેલી તાણી,
ગમે તેવાં પુષ્પ ઘોંચી નાચો તમ તાનમાં.
પ્રાચીનની ગન્ધ થકી અભડાશો દૂર નાસો;
સંસ્કૃતની સંસ્કૃતિયે ફેંકો દૂર ખાડમાં.
જુનાં ડોસાં ડોબાં સમાં છેક છે નકામાં છેક,
ખોં, ખોં, ખી, ખી કરી રહે નાખો મરે ખાટમાં.

**હરિ૦**—બસ, બસ વલ્લભ ! અર્વાચીનતાની નિન્દાની હદ થઇ. એકાક્ષી વૃત્તિને અનુસરવાની તારી આ રીતિની પરાકાષ્ટા થઇ. પ્રાચીનતાની મહત્તા વધારવા અમે કયા પ્રયાસો નથી કર્યા ?

ના ગદ્યતો કંઇ હતું ઝટતે બતાવ્યું,
પ્રાચીન સિદ્ધ કરતાં બહુ તે પ્રકાશ્યું.
શી ચંદ્રિકા ચમકતી ચમકી અમાસે,
એ રીત જાદુગરની નવ તું વિમાસે.

**પ્રેમાનંદ**—બહુ થયું. સાક્ષર કવિ ! વલ્લભતો ઉન્મત્તતાને લીધે ગમે તેમ બકે છે. તમે સર્વેએ કરેલી ગુર્જરીની સેવા માટે અમને સર્વને ઘણું માન છે. પરન્તુ બીજાની લક્ષ્મીનો માલીક મને ઠોકી બેસાડવાનો જે મહત્ પ્રયાસ કર્યો છે તે માટેજ મને ઘણી દીલગીરી થાય છે. એ માન મારૂં નથી. એ કાર્યનો મેં વિચાર કર્યોયે નથી તેમ તે મને સૂઝયોયે નથી. મેં જે કર્યું છે તે કંઇક જુદુંજ છે. અને એતો ખુલ્લુંજ છે. આવા મિથ્યા વાદવિવાદ ઉપસ્થિત કરી ગુર્જરીની મહત્તા વધારી વધી શકતી નથી.

જેવું જેનું નિરસ રસનું હોય તેવું બતાવો,
મિથ્યા શાને નવ વિવિધતા હોય ના તે બતાવો;
એવા છે આ નિયમ જગતે ઇશ્વરે જો ઘડેલા,
કર્તવ્યે કાં વિમુખ તમ છો આ પ્રયાસે મચેલા ?

**વલ્લભ**—એ ગુર્જરીની મહત્તા વધારવાનો પ્રયાસ છે એમ હું તો માનતોજ નથી. પ્રયાસ પ્રાચીનતાને પોષવાનો નથી પણ પ્રાચીનતાના પરિધાન નીચે કીર્તિ સંપાદન કરી, આત્મવિલાસ અને આત્મસંતોષને પોષવાનો સાફ દેખાય છે.

**પ્રેમાનંદ**—વલ્લભ ! વલ્લભ ! મર્યાદા તજાય છે. ઉન્મત્તતાની પણ હદ હોય છે. માનભંગની પણ સીમા હોય છે.

બોલો જો કંઇ વચન મુખથી બોલવાં તે વિચારી,
નાનાં મોટાં ભણુ અભણને બોલ કે'વા રીઝાવી:
મોટો છે આ જલનિધિ ઘણો તોય છોડે ન માઝા,
મર્યાદા જે જન તજી જતા ના ટકે તેહ ઝાઝા.

**વલ્લભ**—તમે ગમે તે કહો. સત્ય પ્રકાશનમાં હું કદી પાછો હઠનાર નથી જ. જુઓ, પિતાજી ! આમની ધીટતા જો જુઓ. આ નાટકો તમારે નામે ચઢયાં તો ચઢયાં પણ મારે નામે પણ વગર પૂછ્યે ખાતું ખોલવાની આમની સરાફી, સર્વજન ઉપકારી પેઢીમાં શરૂ થઈ ગયું. ભવિષ્યમાં શું કોને નામે નહિ જમે કરે, અને કઇ કીર્તિ સંપાદન કરવા નહિ લલચાય તે તો પ્રભુ જાણે !

પ્રાચીનતાના ઉદ્ધારકો નામના મેળવવી છે,
અમણું બતાવવું છે રીત એ ના ભૂલવી.
માનનાતો અમે ભૂખ્યા કર્તવ્યમાં પૂરા મચ્યા,
મેળવી બીજાને નામે કીરતી ભોગવવી.
ચંદ્રિકાના પ્રકાશને ચુનાથી ધોળાય કદી !
"હા ! હા ! ધોળીશું અમે તો" મથે મૂઢ માનવી.
મૂર્ખતાના ફુલાં પડયાં હોય જેની આંખ માંહ્ય,
માનતાં ન ચૂકે તે તો ગર્દભને રાજવી.

કરી કાં પ્રયાસ આવા ડરો ક્યાં આ લોકથી ?
કરીને તમારી કૃતિ મૂકો ચોકમાં છડી.
કવિને ચંદ્રિકા ગમે વિરહી તેને વખોડે,
મૂર્ખો તેને ગણે નહિ છોડે કાર્ય શું ઘડી ?
ગુર્જરીની ઉન્નતિમાં ઇર્ષ્યા, કીર્તિ નામ બાળો,
ધસ મચ્યા ધસ્યા રહો એમાં વાત શી નડી.
ચોકખું ચટ કહ્યું અમે ગુર્જરીને હું બચાવું,
દેશ એને યોગ્ય નથી કવિતા રે'શે રડી.

**નર્મદ**—સબુર ! કવિ ! તમારી દૃષ્ટિ ગુર્જરીના એક આધુનિક અંગ પર પડવી બાકી છે. ગદ્ય લેખની વધુ વિશિષ્ટતા હજી નિહાળી લાગતી નથી.

**વલ્લભ**—નર્મદ ! તમારી એ વિશિષ્ટતાને ગણનાર છે કોણ ! અર્વાચીનતાનું ઋણચ્છેદ કરનારને તો સર્વ કોઇ હસી કાઢે છે. એમનાં પાત્રની, એમના પ્રયાસની કોઇ ગણના કરતું નથી. મણિનાં કિરણ કોઈ જોઇ શકતું નથી. લક્ષ્મીને રમણ કરાવનારના સત્ર કોઇ દેખી શકતું નથી. અહિંતો અમેજ સર્વત્ર. હું લખું, તું વખાણ ને હું ઘોડે ચઢું એવી વાત છે. નાનાં મોટાં કાવ્ય લખાય, ઉત્સવો ઉજવાય. જય અને વિજય, શશી અને કુમાર. ભાગ્યેજ તેના દુર્ગમ ભેદનો પાર પામી શકતા હશે. છતાં આવા પ્રકાશતા તારકોને છાઈ દેતા હુંપદ ધારી રાહુઓનો સમૂહ કૃષ્ણતાથી સાહિત્ય પ્રકાશને છાઈ દે છે.

**દલપત**—વલ્લભ ! ગુર્જરીને નિભાવવા, તેની ઉજ્વલતા અલંકૃત કરવા, તેની નિર્મલતા પોષવા, શુદ્ધતા જાળવવા ભરાતી ગુર્જર સાહિત્ય પરિષદ પણ શું તારી નજરે ચઢતી નથી ? તેના આઠ આઠ વર્ષના પ્રયાસોની પણ તને ગણના નથી.

**વલ્લભ**—સાહિત્ય પરિષદ્ તે શું ઉકાળે છે? લખાવે છે અત્રતત્ર છૂટા છવાયા લેખો, અને તેમાંય ઘણા એવાના કે જેણે લેખ લખ્યા હોય, લખવા ઉત્સાહ હોય, એવું જણાતું નથી; જેનામાં કાંઇ ચમત્કૃતિ હોતી નથી, અંતરનો આલ્હાદ દીસતો નથી. એકજ, એકજ જો કે શુષ્ક અને નિરસ પ્રયાસ સાહિત્યની પરિષદ્‌ને દીપાવવા થયો પછી પડતો મૂકાયો. કવિઓના આંતર ઉભરા, ઉમળકા, મસ્તી અને ગર્જનાને અંગે ખીલતી કલ્પના વાડી ખીલાવવા કદી પ્રયાસ કર્યો છે? કાવ્યો, ઉમદા ગદ્ય બન્ધો, પાત્ર યુક્ત કલ્પના અને કવિત્વના ભંડારથી ભરપૂર નવલિકાઓ લખાવવા પ્રેરણા થઇ છે? કયાંથી થાય? બીજાં કાવ્યો બહાર પડે, નવા લેખકો પંકાય, કીર્તિમતા થાય અને તેથી સાહિત્યની સેવા કરવા બહાર પડેલા નામના કવિઓની કીર્તિ ઝાંખી પડે અને તેઓને અસ્તાચલ ગમન કરવું પડે, એ આધુનિકતા કેમ ખમી શકે! ગુર્જરીની થતી ઉન્નતિથી પોતાની ઉન્નતિ નષ્ટ થાય તો તેમના હૃદયમાં પડતા ચીરા કયાંથી સંધાય! દલપતરામ! તમારા પ્રયાસો જુદા હતા. નર્મદ! તમારા પ્રયત્નો જીવિત નિરપેક્ષ હતા. કારણકે ગુર્જરીના જીવનમાં તમે તમારા જીવનની સમીક્ષા કરી. નવલ! દલપત! નર્મદ! મણિ! તમારા સમય ગયા છે. હજીયે કોઇ કોઇ એવા પ્રકાશ કરનાર છે પણ તેને તોડી પાડવા મથતા અનેક બીજા તલસતા તલપે છે. આવા જમાનામાં ગુર્જરીની ઉન્નતિની ભાવનાની સ્વાર્થયજ્ઞમાં આહુતિ અપાય, તેને અતોભ્રષ્ટ તતોભ્રષ્ટ કરી પાશ્ચાત્ય વર્ણસંકરતાના આડંબરથી તેનું 'ત્વ' ભૂલાવાય, ગુર્જરીના વિશાળ ફળદ્રુપ પ્રદેશમાં ઉના બળતા લાવા પ્રેરતા જ્વાળામુખી પર્વતો વ્યર્થ ફાટતા રહે, નિરર્થક પ્રયાસકંપથી છિન્નભિન્નતા વધે, ગુર્જરી ભિક્ષાવૃત્તિ

ભજતી, રડતી પુનઃ કાળને શરણે થતી પીડાય, અને હૃદયના વિલાપથી અમારાં હૃદય કંપે, ટળવળી તરફડતી મૃત થાય, પોતાનાં ભ્રષ્ટ બાળકોથી તે અધઃપતન પામે, એનાં કરતાં અમારા સ્વહસ્તેજ તેનું બલિદાન દેતાં તેનું સતીત્વ જળવાય એજ હવે નિશ્ચય છે.

કરૂણ વિલાપ એનો જોવા આવ્યા નથી તમે,
હૃદય કંપ્યાં અમારાં ભૂલ્યાં નથી ટેકને.
અરેરે બિચારી કેવી વિલપતી જોઇ અમે,
કાળ હસ્ત કેશ ગ્રહ્યા ઘસડી'તી નારીને.
હાય ! હાય ! કરી પડી પિતા ધસ્યા'તા તે સમે,
જોતાં ગરીબ મુખડું ભૂલ્યા નથી વાતને.
સાડી વિખેરાઇ પડી અશ્રુઘોઘ તે ન ખમી,
છાતી ઉછળી અતિશે ભૂલી ગઇ ભાનને.
હાય ! હાય ! મુખ વદી લાલ લાલ આંખ થઇ,
સહસ્ત્ર અરૂણ સમું મુખ બિમ્બ તે બન્યું.
ભ્રમર ને કીકી કાળી સૂર્ય ડાઘ સમી થઇ,
લક્ષ્મી ઉર વિષ્ણુ મૂર્તિ જાણે તે રમી રહી !
શકે મુખવિશ્વ પર સૂર્ય ચંદ્ર બે તોળાય,
ફુલ્યા બે કપોલ એવા ચમક ચુમી રહી. !
અરે મેરૂ પર્વત બે વચ્ચે મુખ–ખીણ રહી,
જેને શ્વેત દંત સમી ચંદ્રિકા સમી ગઇ.
શકે મુખ વિવર એ વિશ્વ વિષાદનું ગેહ,
કાઢે દિલનો આનંદ કપોલ શું વેદના ?
બળ્યો બળ્યો ખાક થયો કેશ રૂપે વસી રહ્યો,
શોક પૂરો પાળ્યો એણે જપી નાથ રામને.
જોયાં એનાં અંગ કેવાં રહ્યું એક અસ્થિ શેષ,

ગતિ હિણી તે બાપડી રાખી શકી હામ ના.
રડી રડી કંઠ ખોયો કોકિલ શું ખોય ગેહ,
થાકી પુરી તે થાકથી ખોયું પિતૃ ધામ ના.
સ્થિતિ તમે જોઇ હોય કવિનું જો દિલ હોય,
ચડેડાટ ચીરા પડે ફાટે વસ્ત્ર શું નવાં!
દુર્ભાગી નેહ–નિર્ધના સુખનાં ના લ્હાણાં થાય,
અંગમાં ઉમંગ નહિ કરી શકે શું હવાં.
તું છોડ છોડ ગુર્જરી જર્જરિતા ના રે'વાય,
જ્યાં વૈદ્ય પાપીઆ થાય લેવી ત્યાં કશી દવા.
ઉઠો ઉઠો કવિવરા દેવીની દુર્ગતિ હોય,
કરો વેગે ત્વરા કરો રે'વું ના વિચારવા.

સર્વ—શાંત! શાંત! કવિ! શાંત હો.

વલ્લભ—

બોધ શાંતિનો દેનાર થાઓ શાંત ચુલા માંહ્ય,
પડો જઇ ખાડ માંહ્ય હિમાલયે ખીણમાં.
પ્રશંસશે આ કવિડા ગુર્જરી અલોપ થાય,
"દેવી ગુર્જરી! હા! દેવી" વિલપશે તાપમાં,

સમજાવ્યા સમજે ના ભૂલાવ્યા જો ન ભૂલાય,
દુષ્ટોને તો દેવા દંડ કુહાડી મારો પાગમાં.
માર માર માર એજ શબ્દનાદ તો સુણાય,
રાખ રાખ માત રાખ, કાઢ શસ્ત્ર રાગમાં.

બાળું ગ્રન્થ જે નકામા લખ્યા લેખ જે હરામી,
નાશું હું વિનાશું તેને કરૂં ભેગા ધૂળમાં.
કાળ! આવ, કાળ! આવ. ભક્ષ કર આ દમામી,
ભક્ષ ગુર્જરીનું આપું નાચ તું સંતોષમાં.

રે'મ નહિ નેમ નહિ શરમ તો છે નકામી,
વે'મ વલ્લભને નથી મરે માત સુખમાં.
મંડપિકા સાહિત્યની ઉજાડુ કરે ભરાવી,
ધાઓ ધાઓ ધાઓ વીર પૂંડે રહો પાપમાં. [દોડે છે]

**ગુર્જરી**—[ પ્રકટ થતી ] શાંત ! શાંત ! પુત્ર વલ્લભ ! શાંત.

**સર્વે**—[ ઉભા થઈ નમે છે ] દેવી ગુર્જરી ! તમારો સર્વદા વિજય હો.

**વલ્લભ**—[ ગળગળો થતો આવે છે ] કોણ માતા ગુર્જરી ! માતા !

**ગુર્જરી**—હા. પુત્ર ! હું ગુર્જરી ! આવેગને શાંત કર.

**વલ્લભ**—અરે રે તારી આ દશા ! હતી રસભરી, કોમલાંગી માતા વાત્સલ્ય ભાવે ભરી. તારા અંગની સબલતા એજ તારા અલંકાર હતા. તારા સ્નાયુઓની દૃઢતા એજ તારૂં યૌવન હતું. તારા મુખારવિન્દની પ્રસન્નતા એજ તારૂં સામ્રાજ્ય અને જીવન હતું. તારા નયનની નિર્મલતા એજ તારી ઇન્દ્રજાળ હતી. શુદ્ધતા અને વિમલતા એજ તારૂં ભોજન હતું. સરલતા અને સુગમતા એજ તારા વિલાસ હતા. આજે, આજે, ઓ માતા ! તારા મુખપ્રતિ દષ્ટિપાત કરતાંજ મારા હૃદયની ગ્રન્થિઓ તૂટે છે. જેને પાને તું પડી છે એ રાક્ષસોની કૃતઘ્નતા પ્રતિ તિરસ્કાર થતાં હૃદયનો ક્ષોભ વધે છે. ઓ માતા ! માતા !—

હતી પુષ્ટ અંગે કેવી ? ગળી કેવી આજ ગઇ !
હાય ! હાય ! અંગ તારાં હિમ શું ગળી ગયાં !
મુખનૂર તુજ ગયું સરિત્સલિલ શું વહ્યું,
પીળો પાન સમો વર્ણ ફીકું મુખ આ થયું;
હાડ હાડ અંગ દીસે ઢેકા ઢૈયા ઘણા વધ્યા,
જોને ખૂંચે હાથ લાગે કોમળતા તો ગઇ.
કમલને જે લજાવે ચંપકથી લાજે તેહ,

રેસાથી સુકોમલા તે દુર્દશા આ શી થઇ !
અરે શ્વાસ ના લેવાય ધીરતા ના દિલમાંહ્ય
પાગ ચાલતાં ભરાય શી દશા તારી થઇ !
મધુર મિષ્ટ અન્ન ના લુખું કેમ ભાવે માય !
પીવા પાણી છાંટો નહિ રસહીન તું થઇ.
મળે સુકા આ રોટલા મીઠુંયે તેમાં ના જરી,
પડે ઉપવાસ ઝાઝા ગળી તું પુરી ગઇ.
ક્ષીણ અંગ તારૂં થયું હાય ! હાય ! શું કરૂં !
દૈવ ! દૈવ ! સહાય થા હાય ના જરી રહી.
વસ્ત્ર તારાં એ દીસે શાં સાળુ સાડીતો ના મળે,
હાય ! હાય ! આ દશા શી ભાગ્ય ચંદ્રકે ગયો.
અલંકાર અંગ નહિ વિધવાશી દીસે સહી,
અરે ! અરે ! માતા મારી ઢંગ તુજ શો થયો ?
આત્મભાવ ગયો તુજ અવતરી નવીન શું ?
દેવી સમી દીસતી તું વારાંગના શું થઇ ?
કર્મ ધર્મ તો દીસે ના ખ્રીસ્તી સમી કાં દીસે તું ?
હાય ! હાય ! માતા મારી, પુણ્યની ઘડી ગઇ.

**ગુર્જરી**—વલ્લભ ! વલ્લભ ! આવાં આક્રન્દ અને વિલાપથી ટળવળે કાં ?

**વલ્લભ**--( સ્વસ્થ થતો ) વલ્લભ ટળવળતાં શીખ્યો નથી, વીરતાથી ગગનને ગજવનારાં પોતાનાં શસ્ત્રોમાં તાકાત કમી જોતો નથી.

કોના ઘાત નાશ કરૂં ! માત ! બોલ, માત ! બોલ,
રસ વાહિની લેખિની ના હજી ઠંડી થઇ.
ચીરી ચીરી દૂર ફેંકું અસ્થિ એનાં હું પ્રજાળું,
માંસ હીણાં હું કરીશ શક્તિ હજી ના ગઇ.
કેશ ગ્રહી પાગ ગ્રહી ફેંકું દૂર હું અધિક,
ત્રાહ્ય ત્રાહ્ય હું વદાવું ભૂલ જ્યાં નથી ટળી.

દુઃશાસન તણું રક્ત ભીમ ભડે પીધું જ્યમ,
સાક્ષરોનું હીર હરૂં નીર જાય શું સરી.

**ગુર્જરી**—પુત્ર ! વૃથા તનત્રાડ મા કર્ય. ક્ષણભર સ્થિરથા. ઉદ્વેગ શાંત કર. હૃદય સ્થિર કર. જે કહું છું તે સુણ. સૂર્ય પ્રભાતે ઉગે છે, મધ્યાન્હે મધ્યે આવે છે, સાયંકાલે આથમે છે. એ ત્રણે સ્થિતિમાં તને પરિવર્ત્તન થતું દેખાય છે ? મનુષ્ય જન્મે છે, યુવક બને છે, વૃદ્ધ થાય છે એ સ્થિતિમાં કંઇ ફેરફાર જણાય છે ? ઋતુ એકજ છતાં કુદરતમાં તે સમયે વિવિધતા કંઇ દેખાય છે ?

**વલ્લભ**—માતા ! એવું કંઇક છે ખરૂં.

**ગુર્જરી**—સાહિત્યક્ષેત્ર પણ એક વિશ્વ છે. એ ક્ષેત્રની પણ કુદરત જુદી છે. કાં એ વિવિધતા ધારણ ન કરે ! નૃસિંહ, ભાલણે મને પોષી તારા પિતાએ તીવ્ર પ્રયાસે, પ્રાણાંતે મને પુનર્જીવન આપ્યું. એમના નિઃસ્વાર્થ, મહાન્ પ્રયાસોથી હું વૃદ્ધિ પામતી ગઇ. શામળ, દયારામે મને સચેત કરી ટકાવી રાખી. જમાનો બદલાતાં સાક્ષરતા બદલાઇ અને તેથી પરિધાને બદલાયાં. પુત્ર ! તારા પિતાની પદ્ધતિથી શામળ અને દયારામની તેમજ તારી પ્રદ્ધતિ જુદી હતી. એથી વધુ ભિન્નતા થઇ નર્મદ, નવલ અને દલપતથી. તો હવે નવીન ભેદ કાં ન પ્રચલે ? મને એક સરખું પણ વિવિધ રસ ભર્યું ભોજન મળતું, હવે ત્રુટક ત્રુટક કોઇ વાર રસ ભર્યા, તો કોઇવાર વિચિત્ર આસ્વાદ પ્રેરતા કોળીયા ખાવા મળે છે. પણ તેથી વિવિધતા થાય છે. વિવિધતા એ બીજું જીવન છે. બીજો રસ છે. વલ્લભ ! પાશ્ચાત્ય પ્રદેશમાં પણ સર્વત્ર રસ ક્ષીણતા નથી. ગીર્વા-

ણનું ગૌરવ ઉત્તમ. પાશ્ચાત્ય કંઇક જુદું જ છતાં રસહીન નથી. તને અનુભવ નથી તેથી તને શુષ્ક લાગે છે. એ તો મયદાનવના સભામંડપ સમું જલહીન ભાસે છે. એવું નથી. તું સ્નાન કરી જો, જણાશે. એમાં રસ છે ખરો. મને યોગ્ય સ્વાદિષ્ટ ભોજન તેમાંથી ય મળે છે. છતાંય કેટલાક કઠોર ટુકડા ઘણીવાર મને ફેંકવામાં આવે છે. હું તે સર્વ કાળને ભક્ષવા આપું છું તે ભક્ષે છે અને પોષાય છે. તને લાગે છે કે હું બદલાઇ. નહિ નહિ એ કેવળ ભાસ માત્ર છે. ટકી રહી છું કેવળ પાશ્ચાત્યના પ્રતાપે. વીર નર્મદ, વીર નવલ, વીર દલપતે મને નવીન ભાવનાનું પોષણ ન આપ્યું હોત તો દયારામ પછી મને પાળી પોષી કોણ શકત ? તારી માતા ક્યારની કાળના આવેગે વશ થતી રડી રડી મરી જાત. ધન્યવાદ દે. પુત્ર ! ધન્યવાદ દે આ કવિવરોને. દલપત અને નર્મદે કોતરેલા માર્ગને દીપાવનાર નરસિંહ, દલપત પુત્ર અને બીજા ઉપતારકો મને અંતર ઉર્મિથી પોષી રહ્યા છે. ઘણીય વાર મૃણાલમય ભોજન આપે છે. કાળના શસ્ત્રથી બચાવે છે. ઘણા ય મને કનડે છે છતાં હું સહન કરૂં છું. માટે સમજ, વિચાર, અને જો તારી ભુલ. ફરી આવું સાહસ મા કર. દેખાય છે તને ?

**વલ્લભ**—માતા ! માતા ! સાફ તો દેખાતું નથી. છતાં તારી વાણીમાં મને શ્રદ્ધા છે એટલે માની લઉં છું. મારૂં હૃદય હાલ આવેશના લેપથી લિપ્ત છે. કંઇ સમજી શકે તેમ નથી.

**નરસિંહ**—(ઉભા થઇ) પુત્ર ! દેવી સત્ય વદે છે. છતાં વિચાર અને પાશ્ચાત્ય તત્વને જો. ગગનની દુર્ગમતામાં વિહરતાં જો કે જગતના મિથ્યાત્વમાં માનવી સૂક્ષ્મ કે સ્થૂલ રૂપે બંધાતાં આવું તેવું પ્રતિક્ષણ જોય છે અને તેથી વ્યર્થ દિલને શોષી કાલક્ષેપ કરે છે. એકાત્મભાવનો વિચાર કરી જો કે જેથી તું જે સંતાપે સંતાપાય છે તેજ ભૂલીશ કેમકેઃ—

અખિલ બ્રહ્માંડમાં એક તું શ્રીહરિ જુજવે રૂપ અનંત ભાસે—
દેહમાં દેવ તું તેજમાં તત્વ તું, શૂન્યમાં શબ્દ થઇ વેર વાસે.
પવન તું પાણી તું, ભૂમિ તું ભૂધરા, વૃક્ષ થઇ ફુલી રહ્યો આકાશે,
વિવિધ રચના કરી,અનેક રસ લેવાને શિવથકી જીવ થયોએજઆશે.
વેદ તો એમ વદે શ્રુતિ સ્મૃતિ સાખ દે, કનક કુંડલ વિષે ભેદ ન્હોયે.
ઘાટ ઘડયા પછી નામરૂપ જૂજવાં એમ તો હેમનું હેમ હોયે.
વૃક્ષમાં બીજ તું, બીજ તું જોઉં પટંતરો એજ ભાસે,
ભણે નરસૈંયો એ, મનતણી શોધના,પ્રીત કરૂં પ્રેમથી પ્રગટ થાશે.

**વલ્લભ**—હા ! હા ! પિતામહ ! મને કંઇ અવનવું સમજાય છે.
માતા ગુર્જરી ! ક્ષમા ક્ષમા.

**ગુર્જરી**—પુત્ર ! ક્ષમા છે અપરાધ હોય તેને. પ્રસન્ન થા, પ્રસન્ન રહે
અને કહે તારૂં શું પ્રિય કરૂં ? (નમે છે.)

**વલ્લભ**—માતા ! સકલ જગતનું, સકલ ગુર્જર પ્રદેશનું પ્રિય તે જ
મારૂં પ્રિય, છતાં પ્રભુ આટલું કરેઃ—

વધો ગુર્જરી વધો તું સાક્ષરા અક્ષરા બનો,
વધો વધો ગુર્જરી તું વાધો તાન માનમાં.
ખીલો સદા તું ખીલતી સખીઓમાં ઘુમા રહો,
પ્રકાશ ચંદ્રિકા સમો તું ફેલાવ રાગમાં.
રસ રાજ્યની તું રાણી મુકુટધારી શી બને !
ગુર્જરીનો જયનાદ ઘુમે આખા વિશ્વમાં.
જય ગુર્જરીનો જય થાય જય જયકાર,
ડોલે બ્રહ્માંડેરૂં રાજ્ય જય જયકારમાં.

ઇતિ.

ઇતિશ્રી 'વલ્લભ ગર્જનાખ્યાન' નામનો એકાંકી પ્રયોગ સમાપ્ત.

**સમાપ્ત.**

શ્રીઃ

# ગુર્જરી પ્રસન્નાખ્યાન.

નાટક

(પંચાંકી)

સંયોજક

ગજેન્દ્રશંકર લાલશંકર પંડ્યા.

પ્રો. ગુજરાતી

ગુજરાત કૉલેજ.

સંવત્ ૧૯૮૩ સન ૧૯૨૭

# અર્પણપત્રિકા.

લખું લખું શાને લખું! પત્રિકાની રીતિ આ છે,
રીતિ નીતિ એ ગમે ના તોય શાને હું લખું?
ગુર્જરી પ્રસન્ન થાય તોય ચિત્ત આ મુઝાય,
હાય! હાય! આજ શાને મુખથી હું નો ભખું!!
ઉષા કેરાં મીઠાં તેજ અભ્રથી શાને છવાય?
આનન્દના રંગમાંય રોદણું શાને લખું?
માત કેરી પ્રસન્નતા મેળવનાં તો તે ગઇ,
મૂંઝી મૂંઝી રડે દિલ એમાં શું છે પારખું. ૧

માત નહિ પિતા નહિ નમું નમું કોને જાઇ,
ગુર્જરીની પ્રસન્નતા કોને જઇ હું કહું?
રસદાયી દૃષ્ટિ તુજ રસદાયી વાત તુજ,
રસભરી વાણી શાણી આજ ક્યાંથી હું લહું?
લખું કાંઇ લખું જ્યારે તું ના છોડે મુજ પાનું,
'લખ, પુત્ર! લખ, લખ' શબ્દ હવે ના ગ્રહું.
આનન્દના આવેશથી ઉભરાઇ દિલ જાતું.
હાય! આજ દેખું નહિ દિલ ઘા કાંથી સહું? ૨

જાગી જાગી રાત જ્યારે લખું લખું હું લખાણ,
આસપાસ મારી પાસ પાત્ર, દૃશ્ય, જોઉં હું.
ધ્યાન ભંગ થાતો જ્યારે પાત્ર એક મુખ બોલે,
'ભાઇ! સુઇ જાને હવે' સુણું ના એ શબ્દ હું.
મીઠા હાથ કેરો સ્પર્શ વ્હાલભર્યો મીઠો શબ્દ,
નેહભરી મીઠી દૃષ્ટ આજ તો પામું ન હું.
ગયાં, ગયાં, અરે! ગયાં, ગયાં સર્વ એહ સુખ.
મૂર્તિ મીઠી એહ ગઇ દુઃખમાં તો ડુબું હું. ૩

વ્હાલા એ દિન ગયા સુક્યાં નવ અશ્રુ તુજ,
અશ્રુતણી માળા દીઠી ભૂલી એ ભૂલાયના.
નવ કોઇ સહી શકે સહ્યાં તેં તેં જે જે સર્વ,
નાનકડે તારે દિલે સહ્યાં તે સહાય ના.
વૈરી કોઇ આવી વસ્યા પૂર્વનું તો વેર લેવા,
લેવા દીધું મુગે મ્હોંએ ખમ્યું તે ખમાય ના.
અરે ! હતો બાળ શાને ધૈર્ય દઇ શકયો નહિ,
રહી રહ્યાં તુજ સાથ દેખ્યું તે દેખાય ના.

દુઃખાબ્ધિમાં ડૂબી તોય તોર નવ કર્યો કદી.
મુઝાઇ મુઝાઇ અતિ સૃષ્ટિ તેં નવી કરી.
હાય ! હાય ! કુદરત સખીભાવ ભૂલી ગઇ,
દુઃખીતણી સાહાય ના ચિત્તમાં કદી ધરી.
પડ્યા પર પાટુ દેતું પારબ્ધ તો હસી રહ્યું,
માત ! ધન્ય, માત ! તુને સર્વ તું ગઇ તરી.
મતિ ભૂલું નહિ તુજ દિલ ભૂલું નહિ તુજ,
ગઇ તોય તોય હજી માત એક તું ખરી. ૫

વિશાલ કપાલ તેહ સુદૈવની શાળા જાણે,
દુર્દૈવે તો કીધું ગેહ વિપરીત કાં થયું ?
વક્ર તો ભ્રકુટિ હતી વક્ર ચંદ્ર મુખ તેજ
તોય વાણી શુદ્ધ હતી વક્ર દિલ ના લહ્યું.
કેશ, વસ્ત્ર કૃષ્ણ હતાં કૃષ્ણ પૂજા કીધી ઘણી.
તોય કૃષ્ણ થયું નહિ દિલ શુદ્ધ એ રહ્યું.
ચિત્ત ચિતામાંહિ ચિન્તા અગ્નિરૂપ વસી રહી,
ભાગ્યે રહી માત સદા અંગ કૃશ એ લહ્યું. ૬

વાર વાર યાદ આવે મૂર્તિ એ તો તરી આવે,
આ રહી અહિં રહી આ ભ્રમે ભૂલું ભાલ હું.
દેખું નહિ તો ય દેખું સુણું નહિ તો ય સુણું,
કામ પડે સાદ કરૂં ખરે ત્યાં મુઝાઉં હું.
અરે ! દૈવ શાને અરે ! સમો ખરો ના વિચાર્યો,
હોંસ ભરી હોંસ જોતાં આજ કાં રડું ન હું.
દૈવ ! હા ! તેં શાને લીધ પ્રાણ ખેંચી ખેંચી બળે,
આશા ભર્યો જીવ હતો ધાતકી તુને લહું.—૭

માસ એકનો વિચાર આવ્યો તુને ચિત્ત નહિ,
પાપીયો નિષ્ઠુર તું છે ધિક ! ધિક ! તુજને.
દુઃખમય જીંદગાની દુઃખમય ચિન્તા ભારી,
ભાળી તે ના દુઃખી મૂર્તિ ધિક ! તું જ જાતને.
દુઃખ અંતે સુખ હોયે ઇશ્વરનો નિયમ છે,
તોડયાં તો ય શાને પ્રભુ શિક્ષા દે ન તુજને !
શું દૈવ ને પ્રભુ મળી દુઃખીયાને દુઃખ દે છે,
વિપરીત સૃષ્ટિ તણો નીમ ભાસે મુજને.—૮

દૈવ જાય ખાડ માંહ્ય પ્રભુ જાય પાં'ડ માંહ્ય,
તમો મને તેની નથી માત મારી એક છે.
અસ્યા ! પાપીઆઓ તમે લેઇ કદી નવ શકો,
સ્મૃતિ ભૂમિના મન્દિરે માત તણી નેક છે.
નિર્મળી તે વત્તુ દીસે શાંત મુદ્રા કેવી ભાસે,
વ્હાલ ભરી કેવી ભાળે પ્રેમ તણી ટેક છે.
ચલાવોને શસ્ત્ર અસ્ત્ર ભેદી શકો ના તે દેહ,
માત મીઠી મારી જુઓ, તોર ગયો છેક છે.—૯

દૈવ ! તેં તો ઘા કરીને આશા ભરી હરી લીધા.
આશા પૂરી તેણે કીધી આશાપૂરી માતથી.
હતી એક સ્થળે રે'તી આ જ સ્થળે સ્થળ વસી,
જો ને પાપી ! જો ને તું એ રીઝવે આશીષથી.
જ્યાં જ્યાં દૃષ્ટિ મારી પડે ત્યાં ત્યાં માત મુને દર્શે,
સૂર્ય, ચંદ્ર, વાયુ હવે વધે નવ માતથી.
શાંત મારી માત આ જ ઘેર ઘેર પ્રશંસાય,
નિંદાય ઓ ! પાંપીઆ તું, નામ બોળ્યું જાતથી.–૧૦

અરે ! આ શું સૂણું હું ય માત મુજ બોધ દે છે ! !
મુગા રે'વું મારે હવે ? અરે ક્યાંથી હું રહું ?
શઠ પ્રતિ સાધુ થવું માત રીતિ હું એ જાણું,
મારૂં દિલ હું દબાવું તો ય શાંત ના લહું.
ઉછળતી રેલ કદી કેળ રેસાથી બંધાય ?
માત ! મારૂં દિલ રડે શાંતિ ક્યાંથી હું ગ્રહું ?
આત્મા તુ જ આ રિબાય ? ના, ના, હવે નહિ રહું,
આગ મુજ દિલતણી સ્નેહથી બાળી રહું.–૧૧

અગાધ અનન્તતા આ, દ્વાર ખોલી દે છે તુંને,
અન્તવતી અનન્ત તું, હા ! આ જ કેવી થઇ ! !
સૂર્ય સહસ્ર કે ચંદ્ર તેજ જુઓ ! લાજે આજ,
તેજપુંજ માત બની ચક્ષુ આ ખેંચી રહી ! !
નિર્મળતા નીતરે છે ! સરલતા શું સરે છે !
પ્રસન્નતા પ્રસરે છે ! મૂર્તિ આ કેવી લહી ?
ઇર્ષ્યાથી બળે છે દૈવ આનન્દે હું નૃત્ય કરૂં,
માત મારી માત આજે વિજયી પૂરી થઇ.–૧૨

શાંતિનું સામ્રાજ્ય એવું મુજ ગેહ દીપી રહ્યું,
માત ! તારા તેજથી આ પુણ્ય મુને છે મળ્યું.
જેવી મુજ પાસ તેવી અનન્ત આકાશમાં તું,
સર્વવ્યાપી થઇ માતા ! કેવું સુખ આ થયું !
એકાત્મ્ય ભાવે વિલસે માત ! એથી બીજી ગતિ,
પુણ્યવંત પામે નહિ પુણ્ય કેવું આ ફળ્યું !
તુજ પુણ્યે દીપે ચંદ્ર, વાયુ વાય, વૃષ્ટિ થાય,
પૃથ્વી ટકે, નભ ટકે બળ સૃષ્ટિને મળ્યું.–૧૩

શાંતિ તુને જો મળી છે આશા તુજ જો પૂરી છે,
બોલ, માત ! બોલ, બોલ આત્માનંદે હું રમું.
તેં દીધાં છે સુખ મુને મેં દીધાં છે દુઃખ તુંને,
લાજું ના આશીષ માગું જાણું હું તુંને ગમું.
વ્હાલ ભરી અહિં હતી અધિક તો તું થઇ છે,
તુજ મુખ મુદ્રા કે'છે વ્હેમમાં શાને ભમું ?
તું સમા સરલ જીવ ગતિ આવી ન જો પામે,
ત્રિભુવન પ્રજ્વળે આ પ્રભુને પૂરો દમું.–૧૪

માત આવી નવ મળે અવતાર થાય ઘણા,
વધારી કે'વી ના વાત આદર્શ છે માત આ.
દીધી છે આશીષ ઘણી તો ય તો ય જીવ ધસે.
લેવા ઇચ્છા કરે હજી જીવ તો ધરાય ના.
ભલે હસો તમે મુને હસાહસ કરો ભલે,
અનુભવ્યું આવું નથી તેથી લાગે ગાંડું આ.
અર્પું છું કૃતિ આ મારી માતને તો નમી નમી,
ગમે તમને કે નહિ દિલમાં વિચારૂં ના.–૧૫

પ્રસન્નાકૃતિ છે તારી પ્રસન્નાક્ષિ તુજ માડી,
પ્રસન્ના વાણી છે તારી ગુર્જરી પ્રસન્ન આ.
પ્રસન્નાગતિ છે તારી પ્રસન્ન છે સર્વ સૃષ્ટિ,
પ્રસન્ન છે કૃતિ મારી અર્પું હું પ્રસન્ન આ.
પ્રસન્ન કરી શક્યો ના શબ્દથી કરૂં હવે હું,
પ્રસન્ન થાય સર્વેકા પ્રસન્ન છે માત આ.
ગુર્જરી પ્રસન્ન થઇ અર્પું તુજ હસ્તમાંહ્ય,
ઠામ ઠામ એ ફેલાય પ્રસન્ન છે આત્મ આ.-૧૨



# નિવેદન

ગુર્જરીની પ્રસન્નતા! હા. મને ગમી છે ને મેં દર્શાવી છે, આ આખ્યાનમાં. ભલે તમને ધૃષ્ટતા લાગે. વાંક મારો નથી. પ્રેમાનંદ મને ગમ્યો કાં? એણે ગુર્જરીની ઉન્નતિ કરવા પ્રયાસ આદર્યો કાં? દોષ મને ન દો. કહેવાનું હોય તે એને કહો.

પણ આખ્યાનરૂપે? હાસ્તો. એ રીતિ મને ગમી, ને હું અનુસર્યો. પ્રયાસની ક્ષુદ્રતા કબૂલ કરૂં છું. કલાની ઊનતા અવલોકું છું. અલંકાર અને કલ્પનાની હસનીયતા જોઉં છું. હઠીલા મનને કોણ નિગ્રહી શકે છે? એટલો આત્મસંયમી હજી હું નથી.

સર્વસંમાન્ય કુશલ સંસ્કૃત નાટકોની હરીફાઇ નથી. વિચારે નથી. પ્રેમાનંદને નામે મૂકાયલાં આખ્યાનોના અનુકરણનો પ્રયાસ ખરો. મારો એ દોષ છે. પ્રયાસની ક્ષુદ્રતા પ્રથમથી જ કબૂલ કરૂં છું.

રંગભૂમિની છાયાથી સર્વથા વિરક્તિ મેં ભજી છે. જાણીને જ. એ છાયાથી વિરક્ત રહેવાય કે નહિ એ જોવાને. એ સાવચેતી ખાસ રાખી છે એ હું કબૂલ કરૂં છું. પૂર્વ આખ્યાન-નાટકના લેખકે તે સાવચેતી રાખી નથી માટે.

વાચકવર્ગ આટલું જ ધ્યાનમાં રાખશે તો ઉપકૃત થઇશ જ. આર્ય નાટયનાં લક્ષણ રહિત આ આખ્યાન લખ્યું છે એ વિષે કંઇ કહેવાનું જ નથી.



श्रीः

# ગુર્જરી પ્રસન્નાખ્યાન

નાટક

( પંચાંકી )

## અંક ૧ લો.

કૈલાસે વસતા સદાશિવ કદા સ્વપ્ને કંઇ સંલપ્યા.
ઊઠ્યા નિન્દ્ર તજી ભજી પ્રિયતમા, "વામા ક્ષમા દે" વદ્યા.
"પૂજું હું તુજ પાદ" સાદ કરતા ભાળી નહિ ભામિની,
આંખોથી કંઈ અશ્રુબુન્દ ટપક્યાં.' રક્ષો સુધા તે બની.
ભામા સાદ કરે "અહિં પ્રિયપતિ, પાસે હું આવી નહિ."
મીઠા કોમળ શબ્દ તેહ સુણતાં આનન્દ વ્યાપ્યો સહિ:
સાથે પુત્ર અને ગણો લઇ ગયા વીંટી વળ્યા કામિની,
"જાવા ન દઉં હે પ્રિયે!" પ્રભુ વદ્યા; રક્ષો સુધા વાણિની.

( નાન્દી થઇ રહ્યા પછી )

સુત્રધાર—( પ્રવેશ કરીને ) અહો! વિદ્વજ્જનો! આજે શ્રી વડનગરા નાગર બ્રાહ્મણની જ્ઞાતિમાં ઉત્પન્ન થયેલ, શ્રી તાપી તટસ્થિત સૂર્યપુર નિવાસી, સકલ શાસ્ત્ર પારંગત, સાહિત્યરસિક, વિદ્વદ્વર્ય, સદ્‌ગત શ્રી લાલશંકર અભયશંકર સુત, શ્રીમાન્ ગજેન્દ્રશંકર વિરચિત "ગુર્જરી પ્રસન્નાખ્યાન" નામનું અભિનવ નાટક આપની સમક્ષ ભજવવા અભિલાષું છું.

( પારિપાર્શ્વક આવે છે. )

પારિપાર્શ્વક—ભાવ ! આ તો જુલમ થાય છે. આ નાટકમાં નથી આધુનિક રંગભૂમિ પર ભજવવાના ગુણો, નથી ભાષાની ચમક કે મોહિની, નથી પ્રાચીન કવિઓના રસ ઝરતાં ઝરણાં કે અર્વાચીન કવિઓના શબ્દાડંબરો; નથી અભંગ, ત્રિભંગ કે અડબંગ છંદ કે ત્રુટિત પ્રાસાનુમીલિત લલિત વાક્યરચના. છતાં આ નિર્માલ્ય પ્રયોગ ઉપસ્થિત કરી, આ વિદ્વત્સાક્ષર મંડળ સમક્ષ નિરક્ષરની નિરક્ષરતાનું પ્રદર્શન કરી, વ્યર્થ કાલક્ષેપ કરાવી કંટાળો આપવો; સામાન્ય તેમ જ આંગ્લ સંસ્કૃતિથી પોષાયલા ભેજાંઓના ઉપહાસ પાત્ર થવું અને જનસમાજની દૃષ્ટિએ નીચા પડવું એના કરતાં ઘેર બેઠાં માખ મારવી સારી.

સૂત્ર૦—**મારિષ** ! જગત તો ઝવેરી છે. આપણે તો કોઈ ગુર્જરી કૃતિ થઈ દેખાઈ તો નિષ્પક્ષપાતપણે વિદ્વજ્જનોના વિવેકકાંટે તેને મૂકવી. મૂલ્ય કરવું એમને હાથ. કેમકે,

આર્યા

છે લાંચ્છન ચંદ્ર વિષે ગુણ ગણાયે ગુણીયલમાં;
કંટક ભર્યાં ગુલાબને મૂઢ જન ક્યરે, ન ઉપભોગે.

છતાં જોતો નથી, ગુર્જરી સાહિત્યદેવીની ઉપાસનામાં ભણાતા મંત્રોમાંનો આ પણ એક છે ? ગુર્જરીની ઉન્નતિ...

[ નેપથ્યે-'કોની ઉન્નતિ, કૃતાંત કાળ સમો હું જીવતાં ગુર્જરીની ઉન્નતિ ?' ]

નટી-( દોડતી આવે છે ) નાથ ! નાથ ! રક્ષણ કરો. રક્ષણ કરો. સર્વનું ભક્ષણ કરતો કાળ તડામાર ધપ્યો આવે છે. નાનાં બાળબચ્ચાં, તરુણ, વૃદ્ધ, અરે રે ! સ્થાવર જંગમ સર્વનો નાશ કરતો એ કાળ સૃષ્ટિનો સંહાર કર્યો જાય છે અને ગુર્જરી ! બિચારી ગુર્જરી ! સુકુમાર કુમારી ! તારી શી દશા !

આર્યા

નયન કુમુદ બીડાયું. થર થર ધ્રુજી પડી તનવેલી,
બિમ્બાધર ફફડી રહ્યા, કરતી રહી મોહ શું કેલી!!

સૂત્ર૦–(સભય પણ સસ્મિત) પ્રિયે! એ તો આપણાં પાત્ર-પ્રાસ્તવિક વાર્તાલાપના સંજોગે નીકળતા ઉદ્દગારથી આવિષ્ટ હૃદયના પાત્રોના એ ઉદ્દગાર. મારિષ! જાતો સર્વ પોતપોતાનું કાર્ય સાવધાનતાથી કરે એ તેમને જણાવી દે.

પારિપાર્શ્વક–જેવી શ્રીમતની ઇચ્છા. ધણીને સૂઝયું હાંડલીમાં અને પાડોશીને સૂઝયું આરસીમાં. આપણે શું? આપણે તો કહેવાના સગા. બોલનાર બોલે ને કરનાર કરે. છે કોઇ ધણીનો ધણી? [જાય છે.]

નટી–નાથ! શું કાળના વચનોથી મિત્રનો ઉત્સાહ પડી ભાંગ્યો!

સૂત્ર–પ્રિયે! એનું ભેજું કંઇક ઓર જ છે. સંસર્ગ દોષે આ નાટ્યપ્રયોગ સામે એના હૃદયને ખળભળાવ્યું છે. એને પ્રોત્સાહન આપવું એ તારૂં કામ છે. ચાલ. હું, પણ જતાં પહેલાં ઉપર્યુક્ત કાળના ગર્વિત વાક્યોથી, ગુર્જરીની દશાના વર્ણનથી, તેમ જ પારિપાર્શ્વકના ઢીલા, મન્દ અને એકપક્ષીય ઉદ્દગારોથી થયેલા સભાજનોના ચિત્તોદ્વેગને દૂર કર. પ્રભુના મહિમાના ગુણ ગાઇ તેમનાં મન પ્રફુલ્લિત કર.

નટી–જેવી આજ્ઞા.

પદ

રચેલી સર્વ સૃષ્ટિમાં પ્રભુનાં પ્રેમનાં પગલાં,
અણુએ અણુ સ્ફુરે પ્રભુના પ્રેમનો મહિમા. ૧

રચી રચના નહિ ગણના રહી જ્યાં પ્રેમની ગ્રથના,
ઝરે ઝરણાં રસેરસનાં પ્રભુના પ્રેમનો મહિમા. ૨

સુકાતી ગુર્જરી વાડી દીઠાં ત્યાં પ્રેમનાં પગલાં.
ખીલાવી પ્રેમના પુષ્પે પ્રભુના પ્રેમનો મહિમા. ૩

લથડતા કૈં પ્રબળ વીરો કર્યા ચેતનવતા સબલા,
પઢાવ્યા ગુર્જરી મંત્રો પ્રભુના પ્રેમનો મહિમા. ૪

હતી જ્યાં રાત્રિ અંધારી પ્રકાસ્યા તારલા વિરલા,
પ્રકાશી ચાંદની સુખદા પ્રભુના પ્રેમનો મહિમા. ૫

વિષમ જ્યાં વાટિકા વળતી હતા જ્યાં કષ્ટના ઢગલા,
સુગમતાનાં થયાં સુખડાં પ્રભુના પ્રેમનો મહિમા. ૬

હતો દરિયો દુખે ભરીયો હતી ના પાજ જ્યાં સબલા,
તરી તે પ્રેમના નામે પ્રભુના પ્રેમનો મહિમા. ૭

રહો જો પ્રેમ આનંદે રસીલા પ્રેમના ફંદે,
ફસો ના પાપના ફંદે પ્રભુના પ્રેમનો મહિમા. ૮

સર્વે જનય કે.

ઇતિ

**પ્રસ્તાવના**

# અંક ૧ લો.

કાળ– ( ક્રોધાન્ધ, ગુર્જરીને ઘસડતો આવે છે. ) કોની ઉન્નતિ!
કૃતાંત કાળ સમો હું જીવતાં ગુર્જરીની ઉન્નતિ!

જો જો મૂઢ! વિચાર સાર જગમાં જેણે ઉગાર્યો ન કો,
જેણે ચંડ પ્રચંડ દંડ દમતાં ગ્રીષ્મેશ આણે હણ્યો;
બ્રહ્મા વિષ્ણુ મહેશ દેવ સઘળા જેને નમે છે નમી,
એવો કાળ કરાળ માનવ મહા તું મૂઢ જાણે નહિ?

વળી,

રાતાં નેત્ર શું ઝાળ ઝાળ વરસે બાળી કરે ખાક જે,
જેના તાપથી રુદ્ર દૂર વસતા નાઠા હિમે તે વસ્યા:
રાખ્યો ચંદ્ર કપાલ, શીતલ થવા ધારી જટા ગંગને.
એવો રુદ્રતણો હું રૌદ્ર શમતો ના જાણતો શું મને?

અને,

જેણે ચાણુર મલ્લ મર્દન કર્યા માર્યો જરાસંધને,
રાજા રાવણ રામરુપ ધરતાં રોળ્યો રણે રીસમાં:
લીધા કૈં અવતાર તાર ન રહ્યા સર્વે મળ્યા ક્ષારમાં.
પાપાગાર વિચાર ધાર મનમાં ના વાર કો મારતાં.

છતાં મદના જોરે તું કૂદતો હો તો જો, આ હું શું કરૂં છું તે—

કીધી ખંડિત રંડિતા સુરતણી માતા હતી મંડિતા.
ગીર્વાણાભિધ નાર વેદ વિહિતા ભ્રષ્ટા કરી દંડિતા;
પુત્રી તેહ તણી સુકેશગૃહીતા જો જો કરું મર્દિતા.
આક્રન્દે વિલપે ભલે ટળવળે ભુકતા કરું શી મૃતા!

( બળાત્કારે ઘસડે છે. )

**ગુર્જરી**–(વિલપતી) અરે! છોડ, છોડ, પાપાત્મા! છોડ મને—

તડડ તડડ જોને કેશ મારા તૂટે છે,
ટચક ટચક જોને અંગુલીઓ ફુટે છે.
ઘસત ઘસત અંગે છેદમાં વેહ થાયે,
સરત સરત જોને રક્ત ધારા વહે છે.

નયન વદન જોને અશ્રુથી આ દુખાયે,
કુસુમદલસમા આ દેહમાં વેહ થાયે;
ચરણ શરણ કાજે ચાલવા શક્તિ છે ના.
દરદ હૃદય તૂટે કંઠ જોને સુકાતાં.

**કાળ**– (જરા થોભીને) ગુર્જરી! આ તારો આર્તનાદ એ જ મારો આનન્દ, મારા કાર્યનો આરંભ, વિજય–પતાકાનો દંડ, અને તારા સહાયક સાહિત્ય વીર નરોને દૂર જ રહેવા ચેતાવનારો મારો બ્રહ્મનાદ.

**ગુર્જરી**–કાળ! ગરીબ નિર્દોષનાં લોહી પીવાં એ પરાક્રમ નથી. નિર્મળ નિરાધારને રીબાવવાં એ ન્યાય નથી.

હું જન્મ પામી પિતુ પાસ રે'તી ને વૃદ્ધ માતા પયપાન દેતી,
સુરમ્ય અંકે અતિ લાડ પામી પોષાઈ હું મિત્રવરો ઓજાથી;
આવ્યો ન પાસે, તું ગયો છુપાઇ, હવે મુને કાં બળ તું બતાવે?
હિંસા કરેથી સિંહ ના થવાયે, મત્તેભ નાશે પદ તે પમાયે.

**કાળ**– ગુર્જરી! ગુર્જરી! તને ખબર છે?

હું કાળ વિકાળ કરાળ ભાથી મરાળની ચાલ નહિ અમારી,
કે બાળ માર્યાં દઇ ફાળ ભારી તેને કરે શું તુજ મીઠીવાણી!
જન્મ્યું કે પડું પૂઠ ક્ષીણ કરવા શોધું મળે લાગ જો,
તોડીને કરૂં છિન્નભિન્ન પલમાં એમાં રહું હું મચ્યો;

નાળાં કે દરિયા વિશાળ વગડાં વાયુતણી ગત્ય જ્યાં,
તે તે સ્થાવર જંગમો નવ ટકે જ્યાં જ્યાં પડે દૃષ્ટિ આ.

વળી,

જ્વાળા રૂપ થતો પ્રચંડ ગરજું તોફાનના તાનમાં,
ઝેરી ઝેર રૂપે થતો પ્રસરતો હું જંગના રંગમાં;
કાળો કાળ કરાળ કાતીલ થતો કંપાવતો કાળને,
નાખી પાશ હું આશ નાશ કરતો જોઉં નહિ હું સમો.

માટે ભલે, જન્મદાતા માતપિતા અને ભ્રાતાને ઉદ્‌ઘોષ, પિયુનું સ્મરણ કર, પણ તત્ક્ષણે આત્મભોગ દેવા તૈયાર થા.

**ગુર્જરી**–નહિ, નહિ કાળ! તું કઠોર ના થા. જો,

નાતો તાપ બપોરનો પણ ગળે સંધ્યા સમો જ્યાં થતો,
વર્ષા વાયુ સમે, ન ચંડ ગરજે, દેખી શરદ્ શીતલી;
રાહુ દુષ્ટ છતાં થતો સુજન તે જ્યાં સૂર્ય ભોડો પડે,
જેવા અન્ય થતા થવું સુજનને મોટાતણું મૂલ્ય એ.

કાળ! ઘન તો ઘણાય ગરજે છે. વીજળી પણ ઘણી પડે છે. સુકોમલ સૃષ્ટિ શું તેથી નાશ પામે છે? સ્ત્રી પર બળાત્કાર કેવા! બળાત્કાર આ નથી, જુલમ છે. જુલમીનાં સન્માન તિરસ્કારનાં. પ્રેમનાં, આવકારનાં નથી થતાં. તારા અનુભવની આંખે દેખાય છે તે?

**કાળ**– દેખાય છે મને કેવળ આગના ભભૂકા અને તેમાંથી નીકળતી ઉની જ્વાળા, જ્વાળામુખીના ઉના રસભર રેલાતા લાવા; પ્રલયકાળના વર્ષાના ધોધ. વીરતા નહિ પણ લીલા. કૃતઘ્નતા નહિ પણ સંતોષ. જુલમ નહિ પણ ભૂખની શાંતિ;—

ઘન નભ ગરજે છે તારકા છાઇ દેતા,
રતિપતિય ધરે છે શુષ્ક ને ક્ષીણ અંગાં;
મરણ હરણ પામે સિંહની બાળ લીલા,
નરમ ગરમ તો ના તે જુએ જે તપેલા.

તો હવે જેને આક્રોશતી હો તેને આક્રોશ અને મારા પ્રચંડ બાહુનું તોલ તોળી જો. (ઘસડે છે.)

**ગુર્જરી**–(ઘસડાતી ચીસ પાડે છે.) ઓ પિતા! ઓ નરસિંહ! ભાલણ! પદ્મનાભ! ઊદ્ધવ! મારા કુલદીપક કવિવર પિતૃઓ! જુઓ! જુઓ! આ કૃતાન્ત કાળ મને ઘસડે છે. મારાં અંગ છોલાય છે. ઓ અદૃશ્ય સૂક્ષ્મ દેહધારી આત્માઓ! સીંચો! સીંચો! તમારી મીઠી વાણી રૂપી અમૃતની ધારાથી મને છાઇ દો. તમારા કેવળ દર્શન માત્રથી મારા અંગે અંગમાં થતી લાહ હોલાવી દો.

**કાળ** ગુર્જરી! યમના દ્વાર ખુલે એમ નથી. હિંમતના હથિયાર કોઇથી ઝલાય એમ નથી. કોઇ માના જાયા વીર કાળના પ્રચંડ વેગને સ્થંભાવી શકે તેમ નથી, સુણઃ—

શ્રીભાસાદિ કવિવરો ગત થયા ના કોતણી ગત્ય ત્યાં,
કાવ્યો કંઇક કર્યા રહ્યાં નવ ટકી ભૂલ્યા જનો ગ્નાનમાં;
જો, ચુંથે તુજ દેહ ક્ષુદ્રક જનો જાણે ન જે કાવ્યને,
ચોપાસે મુજ સેવકો રચપચ્યા જો આ મચ્યા કાર્યમાં.

જેને તું મનમાંહ તારક ગણી આશાભરી પોષતી,
જેઓ માન ઘણું ગ્રહે કવિતણું તે જો હરામી બન્યા;
જો જો બ્રાહ્મણ ભાટ ચારણ ઘણા જો આ પુરાણી ઋણી,
શોષે છે તુજ રક્ત ભક્ત ન રહ્યા પૈશાચકી વૃત્તિથી.

**ગુર્જરી**—ઓ પાપાત્મા ! તારા મુખપર ઝળકતી આ હાસ્યરેખા, સંતોષનાં સ્ફુરણો, અને આનન્દના આવિર્ભાવમાં મારા બળતા હૃદયની જ્વાળાના તનખા ફેંકું છું.

ઝરત ઝરત જો આ અગ્નિની જ્વાળ ફેંકું,
બળત બળત વાણી જો હવે હું ઉચારૂં,
વહત વહત જો આ ઉષ્ણ નિશ્વાસ ફેંકું,
દરદ હૃદયનું ના વેદશે કો બિચારૂં.

**કાળ**—મદાન્ધ ! યુવતિ ! તું શબ્દોચ્ચાર કરે તે પૂર્વે તું શતધા થઇ આ ભૂમિ પર—

( નેપથ્યે )

થોભ, થોભ ! પાપાત્મા ! દુરાચારી પિચાશઃ—

નારીકેશ ન, નાગનાથ નગુણા, નાથી ન ગુણે રહે,
ઝેરી કુંભ તુંથી રહ્યા હચમચી ના અંગના અંગ એ;
કાળી કૃષ્ણ થકી પેંડચો નવ ટેંકયો રૂદ્રે પીધું વિષને,
બન્ને એક વિષે બચ્યા સુભટ એ તું ના બચે વિષે.

( **કાળ** ગુર્જરીનો હાથ છોડી દેતાં ચમકી ગભરાતો ઉભો રહે છે.)

વળી,

રાતો નેત્ર ન ક્રોધનાં, જડ તનુ દીસે ન આવેશનું,
શ્વાસોશ્વાસ ન કંપથી, રદન આ, ભીડ્યા ન ક્રોધે ભર્યા;
ઓષ્ઠો આ ફફડે ન તે દરશતા કાષ્ટા પરા ક્રોધની.
સર્વે ચિહ્ન દિસે ખરાં મરણનાં કાં ના સ્મરે ઇશને ?

અને,

શોધે તું શશી શું વધી વિષપીડા ? સુધાસ્રવી ચંદ્ર ના,
શોધે શ્રીસુખ અંગ શીતલ થવા ? વિષ્ણુઉરે તે વસી;
પીવા પીયૂષ તું મથે મૃત થતો ? ના મોહિની આ ખરી,
થાતાં મન્થન નીસરે વિષતણી જ્વાળા કરાળા નરી.

**ગુર્જરી**—(મૂર્છા વળી હોય તેમ) હાઆઆશ ! કેવી શાન્તિદા સુખદ પીયૂષની ધારા ! સદય હૃદયની સહૃદયતા આવી શું ?

કાળ–(ભાનમાં આવતો) આ શું થઇ ગયું ! આ તેજોમય પ્રકાશ ! દીવ્યવાણીની દીવ્ય જ્યોત્સ્ના ! સાક્ષાત્ સવિતા કે સરસ્વતી ? તેજોમયતા કે પુણ્યસંચિત પવિત્રતા ?

શાંતિ એ મુખમાં વસે તદપિ ના દીસે કમી ઉગ્રતા !
ભાળું હું નિજ શત્રુ કે અવનવો ! ના ચક્ષુની શામતા ?
અંગે અંગ હવે જ્વલે ઝળહળે ના દૃષ્ટિમાં શ્યામતા !
ભાનુના સમ જોય ઉગ્ર નયને તો એ હશે શા–મતા ?

વળી,

દીસે ભાલ વિશાલ ભાળ ભવની ભાળી ભરેલી મહિ,
રેખા રાજત તારતમ્ય કરતી ભારે ભ્રકુટિ ભરી:
એના એ ત્રણ તારથી વિપૂલ આ બ્રહ્માંડ બાંધ્યું રહ્યું,
ત્રીજી અક્ષિ છતાંય શંકરતણું ત્રિપુંડ લાજી રહ્યું.

અને,

દીસે રાજત અક્ષિપક્ષ વચમાં બ્રહ્માંડ કે કે રહ્યાં !
મિષોન્મિષ નવીન કંઇક સરજે દિવ્ય પ્રભા પ્રેરતું;
શ્રી કૃષ્ણે મુખમાંહ્ય આ જગતને આખું બતાવી દીધું,
આણે તો નિજ અક્ષિમાં વિવિધ શાં વિશ્વો સમાવી દીધાં ! !

એનું તેજ મારાથી સહેવાતું નથી. એની વાણી, મૃદુ, કોમળ, પ્રભામય છતાં શરવત્ હૃદયમાં ભોંકાય છે.—અરે ! એ અહિંજ આવે છે ? શું કરૂં ! મારૂં ધૈર્ય ગલિત કેમ થયું ? મારી પ્રભા ઝાંખી કાં થઈ ? આ ભક્ષ જો એને હાથ આમનું આમ જશે તો સકલ જગતને ધ્રૂજાવતો હું કાળ, લોકોના હાંસીયુક્ત કટાક્ષમય વચનોથી હું જાતે જ ધ્રૂજી જઇશ–(વિચારે છે.) હજી હું બળહીન નથી. મારી યુક્તિઓ હજી શિથિલ નથી.

કહ્યું છું કે,

શત્રુ પ્રતાપી બહુ શક્તિવાળો,
ના ધૈર્યહીના અતિ દીન થાવું;
અતિ પ્રતાપી સવિતા તથાપિ,
તત્કાળ રાત્રિ ન દબાતી જાતી.

અને,

ઉંચાનીચા માર્ગો સમપણું ન ખોતી ખલકમાં,
ન ખોતી શાંતિ તે યદપિ વસતાં મચ્છ મગરાં;
ક્ષણે વાંકીચુકી ક્ષણ સરળ વહેતી છલકમાં,
સદા રાખો એવી સરિત સમ રે'ણી જગતમાં.

(બાજુમાં ગુર્જરીને નાંખી પોતે સંતાય છે.)

**પ્રેમાનંદ**–(આવે છે.) સુણ, સુણ! દુરાત્મન્! હજી વધુ સુણ—

જગત જ ગતમાં જો ધ્યાન રાખી રહે છે,
નરમ નરમ તે જો ના કદી ચિત્ત રાખે:
દરદ રદ ન થાએ દુ:ખદાએ સીઝાયે,
પરમ મરમ એવે દેવનાં કાજ ચાલે,

અરે! અહિં તો કોઇ નથી! (આસપાસ જાય છે) હૃદયના ઉંડાણનો ધ્વનિ અહીંથી જ આવ્યો? (વિચારતાં) શું પાપાત્માએ અદૃષ્ટવિદ્યા પ્રયોજી છે?

(પ્રકાશ) અરે માયાવી! ભ્રમોત્પાદક માયામાં જ્ઞાનાત્મક વિદ્યુત્પ્રકાશ પડતાં માયાના પટલ છિન્નભિન્ન થતાં તારી કૃત્રિમતા વિનશશે

---

જગત જગતમાં જો ધ્યાન રાખી રહે છે,
નર મન રમતે જો ના કદી ચિત્ત રાખે:
દરદ રદન થાયે દુ:ખડાં બેસી જાયે;
પરમ મરમ એવે દેવનાં કાજ ચાલે.

એ શું ભૂલે છે! બ્રહ્મનો વળ તૂટતાં તેજહીન થતો પૃથ્વીપર પટકાશે એનો ખ્યાલ નથી?

જો! મૂઢાત્મન્! વધુ સુણ—

ગહનતિમર રેખા બંધથી છૂટી જાએ,
તરુણ અરુણ તાપે કાળ રાત્રિ વિરામે;
સ્વગુરુ વચન વાણી શક્તિ જો તારી ભેદે,
સરસ રસવતી આ દુઃખિણીને બચાવે.

આશિષ ગુરુની પ્રેરું, પ્રજ્વલિત જ્વાળા અદૃશ્યતા વીંધે.
માયા બન્ધન બાળી ચંદન સમ ભક્તને થાશે.

**કાળ**–(પ્રત્યક્ષ થતો) અયે તેજસ્વી પુરૂષ! જેને તું આ ગર્વવચનો સુણાવે છે તે તારી સમીપ જ સદા વાસ વસે છે છતાં તું ભાળી શકતો નથી! બળહીણો થયો શું શ્રાપ દેવા! વીરની વીરતા વાણીમાં નથી, કાર્યમાં છે.

તરણિ વદે વાણી નહિ તપતો દમે છે સર્વને,
ગજરાજ તો હુંકારથી સઉ પ્રાણીનું શાસન કરે;
ગિરિગહ્વરો ઉજાડતો વળી વિશ્વને રંજાડતો,
વાયુ વહે વૃષ્ટિ કરે નવમુખથી કંઇ ઉચ્ચરે.

ઇશ્વરતણું ઇશ્વરપણું જો કાર્યશક્તિ પૂર્ણ છે.
વિસ્તાર માયા વાણીનો એ વાયકા તો સિદ્ધ છે;
વચનતણા વ્યાપાર છે તે તેહના જે ધંદ છે,
જાણો કસોટી શૂરની જો કાર્યમાં તે શૂર છે.

**પ્રેમાનંદ**–(સ્વ) કોણ હશે આ ભીષણાકૃતિ!

વર્ણે કૃષ્ણ, હશે શું એ યમ ખરો? ના દંડ પાસે દિસે,
શું એ વિષ્ણુજ દૈત્ય નાશક હશે? ના ચક્ર પાસે મળે;
આખી આકૃતિ હું લહું વિપુલ આ કાં રાહુ એને ગણું?
જાણીતું ન દીસે, ખરે અવનવું આ કાર્ય બ્રહ્માતણું!

ક્ષણે ઝાંખો થાયે ક્ષણ ઝળહળતો ઉગ્ર દિસતો,
ક્ષણે નાનો થાતો ક્ષણ વિપુલ શરીરે ન નમતો;
દિસે આંખો કારી, પ્રલય સકલ શું વિશ્વ કરવા?
ઘણી શક્તિ તોયે કયમ વિમુખ હશે કાર્ય કરવા?

**કાળ**–(મન્દ સ્મિત કરતો) કાં! સાહિત્યરસિક યુવક! વિચારના વમળ વળમાં ગુંથાયો ગરક થાય છે શું? કાર્યથી કાયર થયો, વાણી પણ તજી બેઠો?

**પ્રેમાનંદ**–નહિ, નહિ, સંતાવું, છૂપાવવું એ શોભા છે તુજ સમ કાયરની. ન છૂટકે છતાં થવું, સભય હૃદયની નિર્ભયતા દર્શાવવી એ વાક્ચતુરાઇ છે કુટિલતાની. છતાં જો નિર્ભયતાના જાળીયાં વસાવ્યાં હોય તો ત્યાંથી આત્મરક્ષા કરતો કહે કે તું કોણ છે?

**કાળ**–યુવાન્! મારા સ્વભાવને જાણનાર સર્વ મને ઓળખે છે. મારા કાર્યને જાણનાર મારી શક્તિઓ, ઇન્દ્રિઓ અને હૃદયને પિછાને છે. મારી ગતિને જોનાર જ મારા ચિત્તને સમજે છે. છતાંય સુણ્ય,

તીવ્ર ગતિ પણ વાયુ નહિ, વળી ઝાળ ઘણી પણ અગ્નિ નહિ,
ત્રાસ અતિ પણ અબ્ધિ નહિ, વળી મારક હું યમદૂત નહિ.
ભક્ષક હું પણ તક્ષક ના, વળી પોષક છું પણ તારક ના,
પૂજક છું પણ સેવક ના, વળી સેવક છું પણ હું પ્રભુ ના.

ચાલું ખરો પણ ચરણ નહિ, વળી વાણી ખરી પણ વાણી નહિ.
કાર્ય કરૂં પણ હસ્ત નહિ, વળી જોઉં ખરો પણ ચક્ષ નહિ.
ભક્ષ ઘણુંય અજીર્ણ નહિ, વળી જીર્ણ ઘણો પણ વૃદ્ધિ નહિ,
ભૂખ ઘણી ન તૃષા, જલની. જલ પીઉં ઘણું પણ શાંતિ નહિ.

પાસ રહું પણ દૂર વસું, વળી દૂર રહું પણ પાસ વસું,
દૂર નથી, ન સમીપ કંઇ, વસવાંટ કરૂં પણ સ્થિતિ નહિ.

છું જડ હું પણ ચેતન છું, અચલાચલ હું પણ પર્વત ના.
અનાદિ અનંત હું બ્રહ્મ નથી, ભ્રમકારક છું પણ ભ્રમ નથી.
ઝહેરરૂપે વળી અગ્નિરૂપે વિધ વિધ વળી અવતાર સજું,
જાદુ નથી, વળી માયા નથી, વળી વિષ્ણુ તણી તરકીબ નથી.
એમ અનેક હું, શક્તિ ધણી લોકલોકતણો ભયપોષક છું,
કંપત કંપ ત્રિલોક જ કંપત, કાળતણો મહા કાળ હું છું.

**પ્રેમાનંદ**–શું કાળ ! સર્વ ક્ષયકારી, વિપુલ વિશ્વવિનાશી મહા ભયકારી કાળ, તે, તું ?

**કાળ**–બ્રહ્મા, વિષ્ણુ, મહેશ કોઇ મારા સમક્ષ ઉંચી આંખ કરવા સમર્થતાના સમુદ્રમાંથી આચમન પણ કરી શકતા નથી તો તું મિથ્યા માનવી મન્થન કરવા મથે છે ! ! ! જો–

સ્થાયી ના ટકતાં રચ્યાં પ્રભુ તણાં આ વિશ્વમાં બાપડાં,
અંગે અંગ જ સૃષ્ટિનાં વિવિધ આ સર્વ સ્થળે જે વસ્યાં:
મોટા શક્તિવતા ખપ્યા મુનિવરો કર્તા નવી સૃષ્ટિ જે,
જે કો કાળ વશે ગયું નવ બચ્યું ભૂલે મહા વીર તું.

**ગુર્જરી**–( સફાળી ઉઠી પ્રેમાનંદને ચરણે પડતાં ) નહિ, નહિ, એ પ્રભાશાળી પવિત્ર આત્મા ! કાળની કપટી, કૃત્રિમ વાક્પટુતાનો ભોગ ના થા. વિચાર કર. કાળ પરમેશ નથી. પરમેશના માયાનો વિસ્તાર તે કાળ. અસ્તિત્વ કદી વિનશતું જ નથી. મિથ્યાત્વના મિથ્યા આભાસને વશ થવું એ જ્ઞાનીનું ડહાપણ નથી. સત્યતાને વિસ્તારવી, પ્રભુના ગુણ ગાવા, ગુર્જરીને ટકાવવા, આ તારા સાહિત્યક્ષેત્ર નિવાસી પિતામહોએ આ કાલને કેવો અવગણ્યો છે ! છતાં તું જ વિચારી જો–

જાગી જો તું, ન દીસે જગ અવનવું આ કામ માયાતણું જે.
નામે રૂપે ગુથાયું અભિનવ બનતાં કૈંક નાના પ્રકારે.

અંધારી આ રહી સર્વ નયન પટલે છાઇ સૌને વિકારે,
તેમાં છે તત્વ એતો, જન સઉ વિસરે, કાં પડે તે વિસારે ?

છતાં, જો તું માયાને દોરે બંધાયો છે તો સાંસારિક દૃષ્ટિ કાં સ્થિર કરતો નથી ?

નવ છોડ તું ધીર વીરલા સુખદા શાસ્ત્ર મતે મતા સદા,
વરદા દુઃખદા ન તે કદા બહુલા શત્રુ કલા ભલે બલા:
તુજ શસ્ત્ર ન આ લુખું પડે રસધારા વહતી સરસ્વતી,
બલદા અતિ પોષશે સદા તુજ મીઠી સુકુમાર લેખિની:
અતિ ભીષણ છે મહાબલી તુજ વાણી નવ આ લુખી પડે.
નબલું પણ મંત્ર પોષીઉ ગુણ તે અસ્ત્રતણા સદા ગ્રહે;
કરમાં ધર તું સ્વશત્રુને કર ઘા શત્રુ તણે હૃદે હવે,
ડર મા, જય પામશે ખરે ઘાતે નવ પાપ કો ગણે.
બલ પોષ તું એકવાર આ બલ પોષું તુજ કૈંક વાર હું,
મુજ દેહ ટકાવ ટેકથી બલ જોજે મુજ અંગનાતણું;

કાળ–યુવક ! જુનું પડતું ઘર સમારી સુધારવું એના કરતાં નવું ઘર બાંધવું એ ખરી દુનિયાદારી છે. આ ગુર્જરી મૃતપ્રાય. કાષ્ટવત્ કેવળ ખોખું છે. એ કાષ્ટની પુતળી કરતાં ઉછળતી, ધસમસ વહેતી, પ્રબળ પૂર્ણ આવેશવતી પૂર્ણ યુવાવસ્થા ભજતી. ચપલ નેત્રવતી. કલ્લોલ કરતી, મોહિની કામિની શું નથી મળતી ! ( ચિત્રપટ બતાવે છે ) જો, કેવી પ્રબળ શક્તિમતી શરીરઆકૃતિ ! કેવાં માંસલ સ્નાયુઓ ! જેનાં દર્શનમાત્રે, સ્પર્શમાત્રે જ રૂંવાટી ઉભી થાય છે તે, તેના અહર્નિશ પરિસેવનથી તારૂં જીવન કેટલું આનન્દમય ઝળહળતું દેખાશે ? સૌ કોઇ ભજે છે સૂર્યને, તારલાને નહિ; ઉગતા ચંદ્રને, આથમતા સૂર્યને નહિ. રસપૂર્ણ આ લલિત લાવણ્યસરિતા સમક્ષ આ સૂક્ષ્મ જલધારાની શી ગણના ! જો—

લજ્જાતી લચકે, ચળે ચપલતા, છે રાષ્ટ્રની કામિની,
છે આ કાઠું કઠિન પર્વતસમું મા'રાષ્ટ્રની માનિની;
ધાટીએ કઠિના તથાપિ રસિકા દર્પે શું એ દામિની!
રંગે શોભત ઉજ્જ્વલી મલપતી માયામયી મોહિની;

વૈરાગી પણ રાગ હીન ન થતી જાણે ખરી રાગિણી!
જાણે છે રસમાં પુરી નવ રસો, રાસે ન એ છે ઉણી;
શોભે છે મધુરી ફુલે ફુલવતી શું ભીલડી પાર્વતી?
ભાવે ભાવ મળે ચળે ન ચપલા સંદેહ છે ના રતી.

અંગે અંગ અભંગ રંગ ભરતી રંગાવલિ સૂર્યની!
જાણે ગંગ વહે કુરંગ ભજતી સુરંગથી ઓપતી.
મીઠાં નેણ સુવેણ કે'ણ કથની લાગે જરા ખુંચતી,
ખુંચે ચેન પડે, ન રે'ન બગડે શી કોકિલા કૂજતી!

જાં એનાથી યે રસમાં ચઢતી મલકાતી આ માનિની જો–

શૃંગારશ્રેષ્ઠ લલિતા અતિ રમ્ય અંકા,
એકાક્ષિ નેહ ભરિતા નવ લેશ શંકા;
રાસે ભરી રસિકતા રસપૂર્ણ નૌકા,
છે મારવાડ મધુતા રણકારયુકતા.

વૃંદા રાસ રમે રમાપતિતણા હોરીતણા તાનમાં,
શોભે પીન પયોધરા નભસમી ધારી ઉરે બે શશી;
બ્રહ્માએ કટિ એ ઘડી તવ પડી રેખા ત્રિવેણીસમી,
ભારે ભાર લચી પડયો તવગણી નિતંબિની માનિની;

અને એનાથી અધિક રસસૌરાષ્ટ્રની મહિષા પ્રતિ દૃષ્ટિપાત ક્ષણ ભરતો કર.

જો જો શી ઝમકે, વળી ઝળહળે, વારાંગના શું દીપે?
દીપે ઉગ્ર, ભરી બલે રસવતી, વીરાંગના શું પીડે?

પાડે યોધ અનેક તે રસભરી શું માનિની ઘાતિની !
તીણી તીવ્ર સુકોમલા સુરસિલા આ કામિની આમ જો ?

જો જો આ રસનાયકા નવરસે અભ્યન્તરા છે પુરી,
જ્યાં જેવા રસ ત્યાં દરે મદભરી વેરે કણી રંગની;
રોતી કે લડતી તથાપિ રસમાં આકર્ષતી વૃંદને,
વૃંદાના રસમાં ભરેલ રસના લે તો ન કાં સ્વાદને ?

ખેંચત નયન એને અન્યને વેહ થાયે,
ગિરિ સમકુચ એનાં ભાર બીજા સહે છે;
ગજ સમ ગતિ ચાલે, અન્યના શ્વાસ જાયે.
રસિક રસ ભરી એ અન્ય તૃષા ન લાધે.

એવી માનિની શાન્તિદા તુજ થશે શી ચંદની ચાંદની ?
નારી નેહશું નિર્મળી તુજ બને છે ચંદની ચાંદની:
એણે ચંદકરો પ્રસારી જગમાં ફેલાવી છે ચાંદની
થાવા એ તુજ સેવિકા તલપતી જો હિન્દની ચાંદની.

**પ્રેમાનંદ**–(સ્વગત) અહા ! આમાંથી જ કોઇને પાલિતા કરી પોષું ! ! લલિતા લલનાઓ ! કાવ્યસુધા પોષાશે આથી કે આથી ? (બે બાજુ જોય છે) રસધારા વહેશે ? રસઝરણાં ઝરાવશે ? રસભાર સહેશે ? કલ્પનાઓ ખીલવશે શું આ કૃશાંગી ? (ગુર્જરીને નિહાળે છે) મધુરતા, પ્રસાદ, ઓજસ્ રાખશે શું આ અસ્થિઅવશેષ શરીરાકૃતિ ? (વિચારમાં પડે છે.)

**કાળ**–યુવાન્ ! રૂપપ્રભાવિહીન અને પુષ્ટિહીન યૌવન, કેવળ પૈશાચી હાડપિંજર છે એ જાણે છે ? જેમ સુખરહિત શાન્તિ, શાન્તિરહિત નિર્મળતા, નિર્મળતાહિણી ચંદ્રિકા, ચંદ્રિકારહિત ચંદ્ર, ચંદ્રપરોક્ષા રજની, રજનીવિહીન શૃંગાર, શૃંગારવિનાનું જીવનસુખ, તેવું જ આ. જોઇએ છે યૌવનને ઝરૂખે આંખલડીની કીકીનાં નાના તારલાનાં

તોરણ. એ તારલામાંયે જોઇએ છે રંગબેરંગી ચમકની વિવિધતા. એ વિવિધતામાંથીયે ઝરવી જોઇએ રસધારા અને ગુપ્તમંત્ર-નાદના પ્રવાહ. સ્નાયુઓની સબલતાથી પણ કોમલતા વિના રસ પોષાતા નથી. અલંકાર તો ઓપે જ ક્યાંથી? સમજ, અભિનવ પણ શુષ્ક, આરસના ઓવારાથી ઓપતી પણ જલહીન, વૃક્ષોની હાર ખરી પણ પક્ષીઓના કલકલથી રહિત એવી તલાવડીને કાંઠે આનંદ સુખનાં લ્હાણાં મળતાં નથી, પુષ્પોની પરિમલ પહોંચતી નથી, રસચંદ્રિકાના કિરણો પ્રસરતાં નથી. માટે આમાંથી કોઇક ગ્રહી લે.

**પ્રેમાનંદ**–( વિચારતાં ) ગ્રહી લઉં! પણ આ નિરાધાર સદયાવસ્થાને પ્રાપ્ત થઇ છે!

**કાળ**–વિચારે છે શું ચાલ! ( ખેંચે છે. )

**ગુર્જરી**–શોભ! શોભ! મોહાન્ધ! વિવેકભર્યા દૃષ્ટિપાતની ઉણપ તે ચતુરતામાં વિષમતા. ઉગતાને પૂજવામાં વિદ્વત્તા ડહાપણ કે ચતુરાઇ નથી; આથમતાને તરછોડવામાં વીરતા, શાણપણ કે ગંભીરાઇ નથી. એક જ ભૂમિમાં અવતરેલ તું અને હું, છતાં તું મને તરછોડે છે! શરીરની પુષ્ટતા, સ્નાયુની સબલતા, અંગની આકર્ષકતા કાળના કેવળ દૃષ્ટિપાતથી જ ક્ષીણતાએ પહોંચે છે તે નિરીક્ષવું નથી? કાળના પ્રબળ મોહપાશે ખેંચાયો જાય છે તો જા, જા. પણ જતાં પૂર્વે એક પુણ્યનું કાર્ય કર. જે પુષ્ટતા ક્ષીણતાએ પ્રાપ્ત થઇ છે તેના સ્મરણાવશેષનું ચિહ્નમાત્ર આ અસ્થિપિંજર છે તેનો અગ્નિદાહ તારા જ હસ્તે તું કરતો જા. તારાથી તરછોડાવવું, કાળબળે ક્ષીણ થતાં થતાં મૃત્યુવશ થવું એના કરતાં એક જ ભૂમિમાં ઉત્પન્ન થયેલને હાથે મરવું એ શ્રેયસ્કર અને સંતોષકર માનું છું. ( પાસે જતી ) હૃદયમાં દયાનાં બુન્દો છે?

હૃદયના ઉંડાણમાં સહભાવથી પોષાતા સમભાવની ભૂમિકા છે? સહૃદયતાની ઊર્મિઓ છે? કાળ કાષ્ટસંચયનો ક્ષય કરશે; અગ્નિ પ્રદીપ્ત થતો નષ્ટ કરશે. દાહ દેવા આંતર અગ્નિ ઉપજાવવા સામર્થ્ય છે? મારાં અસ્થિભસ્માવશેષને ઠારવા તારા નયનમાં અશ્રુબુન્દો છે? જો-જો પૂર્વના ઇતિહાસો જો-સ્ત્રી, ભગિની, પુત્રીઓને બચાવવા તેમના વધ પતિ, પુત્ર, પિતાએ કરેલા છે. માતૃભૂમિને પરહસ્ત પડતી બચાવવા નિજ દેહનાં બલિદાન દીધાં છે. જો, સૃષ્ટિમાં કુદરતનાં કાર્ય તો જો-

સરસિજ સરમાં જો કોહીને મૃત્યુ પામે,
વહત વહત વાયુવૃત્તિ વાતે વિરામે;
દહત દહત વહ્નિ વહ્નિમાં શાંત થાયે,
સરલ ચપલ સર્વે એમ સ્વાતંત્ર્ય રાખે.

થાતું નીર વરાળરૂપ પડતું પાણી રૂપે પર્વતે,
ભેગું તે મળતું નદી જલ વિષે પાછું સમુદ્રે પડે.
ઊગે બીજ અનેક રૂપ ધરતું પાછું જમીને પડે;
એવા જે નિયમો મળે કુદરતે તે જો વિચારી હૃદે.

છતા કાળની મોહઅન્ધારીથી છવાતાં ચક્ષુથી એક જ તેજનું કિરણ ફેંક અને જો કે એઓમાં પણ બીજું શું છે?

કાંટા ઘણા અવનવા કૃશ અંગ કારી,
કાયા જુઓ કૃશ થતીજ વિનાશકારી;
કૈં છિન્નભિન્ન વિકૃતિ, પ્રકૃતિ દીસે શું,
ભુંડું છતાં દીસતું સૌ દૂરથી રૂપાળું.

છતાં—

પ્રૌઢામાં રસ ના પડે અવનવો વિસ્તાર જેનો વધ્યો,
આકર્ષે રસિલા કરી અભિનયો અન્તે ન કાંઇ મળ્યો;

તન્વાંગી પતિ સંગમે કુદરતી લજ્જાદિ ભાવો ભજે,
ખીલ્યાં પુષ્પ નવાં સદા રસ ભરે, સારંગ કુરંગ શા ?

**કાળ**–એ સ્ત્રીચરિત્રના લેપમાં લલચાવવું એનાં કરતાં નિર્મળ સ્નેહસરિતામાં સ્નાન કરી શુદ્ધ થતાં, આલ્હાદકારી ખેંચાતા ભૃંગની વૃત્તિ ધારણ કરી રસપાન કરવાં અને કરાવવાં એજ શ્રેયસ્કર છે. (પ્રેમાનંદને ખેંચી ચાલવા માંડે છે.)

**ગુર્જરી**–( આક્રંશતી–છૂટા કેશથી અને અશ્રુધારાથી મુખારવિન્દ લેપતી) ન જા, ન જા, ઓ ગુર્જર ભૂમિ નિવાસી ! સાક્ષર રત્ન !——જાય છે, જાય છે, ઓ સાહિત્ય રાષ્ટ્ર સેવક ગણો ! ઓ સાહિત્ય રસિક વાંચકગણો ! આ જાય છે તમારી ચરણારવિંદ સેવિકાને તરછોડી, આ દશામાં છોડી તમારો જ ભ્રાતૃવીર. ધાઓ, ધાઓ, કાળની કૃત્રિમતાને વશ થતો એ મહાન આત્મા વિનાશાગારમાં ખેંચાયો ચાલ્યો જાય છે—(થોભી જાય છે.) કોને આક્રોશું ! કોને સંબોધું ! સાદ સાદ કરૂં છું પણ કોઇ સુણતું નથી——જનેતા ! માતૃભૂમિ ! તારા પોતાના જ પુત્રોના ઘા તને અને તારી આ સેવિકાને વાગે છે. પરમાત્મન્ ! પરમાત્મન્ ! કાળના પ્રબળ હાસ્ય સામે જોવાની મારામાં શકિતએ હવે નથી. હાય, હાય, શ્વાસ રૂંધાય છે. જંઘા શકિતહીન થતી લથડે છે. અરેરે, મારા પગની શકિતએ હરાઇ ગઇ ! કાળના આ પ્રબળ કાર્ય સામે મને સહાય કરનાર તો શું પણ છાંટો પાણી પાનાર કે ટેકો આપનારે હવે કોઇ નથી. (નિરાશ થઇ પડે છે. એકાએક સફાળી બેઠી થતી ) ના, ના, છે, છે આ વીર પુરૂષના પ્રભાશાળી ગુરૂદેવ, જેની આશીષમાત્રથી કાળની માયાજાળ છિન્નભિન્ન થઇ પડી. સહાય કરો. સહાય કરો, ઓ ગુરૂદેવ ! આ સમે તમે, તમે, જો તક નહિ સાચવો તો આ ગુર્જરી નષ્ટપ્રાય થતી ગુર્જરભૂમિને રંજાડશે. તમારા શિષ્યનાં

આ વર્તનથી આ ગુર્જરદેશ સદા લજ્જાસ્પદ રહેશે એટલું જ નહિ પણ તમારૂં ગુરૂપદ પણ સાથે સાથે હીણું થતું જશે.

ગુરૂ–( નેપથ્યે ) શાંત થા, શાંત થા, પુત્રી ! ઇન્દ્રજાળની રચના જ્ઞાનના પ્રકાશમાત્રે અસ્ત વ્યસ્ત થાય છે. કારણ—

( આવીને )

ખીલે કુંળી કુમુદિની શશી બિમ્બ ધારી,
રાતું પ્રભાતપતિનું શુભ બિમ્બ પેખી;
થાતાં પ્રકાશ દિલની નવ ગુંચ રે'તી,
જે જેવું છે જનમથી બદલાય ના તે.

સ્વપ્ને તમે વિવિધ સૃષ્ટિ થતી જુઓ છો,
જાગો તદા વિનશતી નવ સત્ય પેખો:
સંસારમાં કપટનાં ત્યમ કાર્ય ચાલે,
અન્તે પુરાં પ્રસરતાં નિજ રૂપ દાખે.

છતાં જો, કાળની કૃત્રિમતાના વાદળના પટ વિખેરૂં છું તે.

( મંત્રોચ્ચાર કરી પાણી છાંટે છે )

નિરખ નિરખ જોને કાળનાં કાર્ય કંપે.
સરત સરત જોને સાથ તેનો સરે છે;
નિજરૂપ ધરતા આ સૃષ્ટિના રંગ ઝાઝા.
તિમિર પટલ જેવાં છોડતાં જાય માઝા.

અયે બ્રહ્મપુત્ર ! આમ દૃષ્ટિ ફેંક--

**પ્રેમાનંદ**–અરે, અરે, કોણ ગુરૂદેવ ! મારા પુજ્ય ગુરૂજી ! મારા સાષ્ટાંગ નમસ્કાર હો—

( જઇ નમે છે. )

**કાળ**–(સ્વગત કંપતો) આ એના પ્રતાપી ગુરૂની તેજસ્વિતાએ હું જોઇ શકતો નથી. એના દૃષ્ટિપાતથી હું ન્હાસી પણ શકતો નથી.

અનલ સબલ એની આંખથી નિર્મળી આ,
ઝરત દહત મારા પાદની શક્તિ ઝાઝી,
નયન તિમિર છાતાં થાય અંગે ધ્રુજારી,
વહત વહત સ્વેદે ચિત્ત જાયે મુંઝાઈ.

ગુરૂ–(પ્રેમાનંદને) અયે બ્રહ્મવિદ્ કવિ માર્તંડ! જોઇએ છે દૃષ્ટિની ગહનતા માર્તંડતા સ્થાપિત કરવા. જોઇએ છે બુદ્ધિની પ્રકર્ષતા ઓજસ્વિતા સિદ્ધ કરવા. જોઇએ છે ધીરતા, સ્થિરતા, અને ગંભીરતા ગહનતાના પટલદલ ભેદવા. જો, વર્તમાન કાળના કર્પટપટલના અંતર–ભાગમાં તેના ભૂતસ્વરૂપમાં કાંઈ સ્ફુરતા અંકુરો દૃષ્ટિગોચર થાય છે ?

**પ્રેમાનંદ**–કાળના વસ્ત્રપટલના અંતર ભાગમાં ! (નિરીક્ષે છે) હા, હા, દેખાય છે એક કુમારિકા વસ્ત્રાભૂષણથી અલંકૃતા.

પીળાં વસ્ત્ર રતાશ દીસત વળી માળાદિથી ભૂષિતા,
ના, ના એ દીસતી સુવસ્ત્ર રસિલા આભૂષણે સજ્જિતા;
કાળા વાળ, સુઅંજિતા સુનય ના; ના, ના, જટિલા દીસે,
ભાસે ભ્રાન્તિમયી, હશે સુવદના એ યોગિની કે રમા ?
કાળાં છે નયનાં, નથી ચપલતા, વિદ્યુત્શું અર્પી દીધા ?
તીણાં છે નયનાંત કામ શરણાં તો એ ન તે કામનાં,
અંગે અંગ અનંગ રંગ પથની રેખા પડેલી દીસે,
સંતાવા મદનારિથી શું ભમતાં બાલા મળી યોગિની ?

ગુરૂ–જરી નિરીક્ષી જો—

ચતુરા ચળે ના સુચાલે ચળાવે,
ધામી ચાલ ચાલી ચિતા ચિત્ત ચાળે;
પગે તાલ લેતાં તુલ્ના વ્હાલ તોળે,
કરે પાહ્ન રાગે રમા હાનિ દિલે.

કરે કામ ચેષ્ટા કરે કોમલાંગી,
હૃદે વેધકારી દહે શીતલાંગી;
મહા મોહ જાળે પ્રજાળે પ્રમિલા,
રસે શી ઝરે હસ્તિની રંગ રમ્યા ! !

નથી કર્કશા કાર્યમાં શબ્દમાં વા,
નથી એ પરૂષા શિરે વા શરીરે;
નથી ઉગ્રતા આંખમાં સ્પર્શમાં વા,
નથી યે કટુતા રસે વારસે વા.

મધુમિષ્ટતાઅંગ શું એ ઘડેલી ?
સુધાસારતાસંગ શું એ પચેલી ?
શકે ચંદ્રિકારમ્યરેસા રસેલી, ?
કહી ના શકે શાની એ છે બનેલી ! !

ઓળખાય છે એ કુમારિકા કોણ છે તે ?

ભોળી છે વિમલા નથી વિષભરી કાળે લીધા બાથમાં,
જો જો એજ તુંને હવે કરગરે ના કો રહ્યા સાથમાં;
એના પોષક જે હતા કવિવરો સેવા કરી તે ગયા,
થા ના શોષક તું હવે કવિવરા ! જો હું બતાવું બધા.

કાળના ભૂતસ્વરૂપમાં પુનઃ દષ્ટિપાત કર. મહતી તેજપુંજમયા સાહિત્યસ્થલી દર્શે છે ?

**પ્રેમાનંદ**–હા, હા. દેખાય છે, તેજના અંબારમાં શાંત નિર્મળી, કરતાલવાહિની, મંજીરાના મંજુલનાદ પ્રેરતી, દીવ્યઘોષણા કરતી, વૃંદાવનના વૃંદાના રાસનું ક્ષણ ક્ષણ ભાન કરાવી તન્મયતામાં ગરક કરતી, પ્રભુસંગ એકતાનતામાં મચેલી છતાંય આ કુમારિકાની શાંતિની, નિર્મળતાની, કોમળતાની, મધુતાની, રસોલ્લસતાની, આનંદમયતાની રમ્યતામાં રમ્યતા પ્રેરતી એ દિવ્યમૂર્તિ !

અહા! એ જ, એ જ આદિ કવીશ્વરા, નાગર જ્ઞાતિના અભ્યુદયાકાશમાં પૂર્ણ પ્રકાશ પ્રેરતા શ્રી નૃસિંહ. કવીશ્વર! મારા તમને સાષ્ટાંગ હો (નમે છે). (ગુરૂને) ગુરૂવર્ય! કોની પ્રશંસા કરૂં! એમને હાથે થતી આ કુમારિકાની સેવાની કે એમના નિસ્પૃહી ભક્તિભાવે પરિણમતી આનંદમય એકતાનતાની! ધન્ય ધન્ય છે સૌરાષ્ટ્ર-વીરમણિ!

નિગમ અગમ ભેદે કાવ્યમાં જ્ઞાન છોળે,
ખળળ ખળળ વ્હેતા અન્તરાનંદ જ્યારે;
સગુણ ભજન કાજે યોજતાં આ કુમારી,
દ્વિગુણિત કરી સેવા કન્યકાને બચાવી.

ગુરૂ-છતાં જો દૂર દૂર રહેલી, આશિષ પ્રેરતી, મંજુલ કંઠરવે પુષ્પમાળા આરોપતી, દેવીસમી દીપતી મહાદેવી દર્શે છે?

પ્રેમાનંદ-હા,-હા-એ તો-

ભજન પૂજન કૂજન દેવનાં;
કરત કોકિલ મંજુલ સુરથી;
રસિક રંજન વલ્લભ વાંસળી,
અવતરી રસિકા તન ધારિણી.

અને તેની આગળ નાના મોટા રસિક ગીર્વાણદેવીસેવક ગણો, માતૃપ્રસાદીથી પુત્રીને સંતોષતા દૃષ્ટિપથગામી થતા જણાય છે.

આ ભાષાંતરકાર સેવક મહા રૂપે રસે પૂરતો,
કૈં કૈં લાડ લડાવતો રસિકડાં કૈં કોડ તે પૂરતો;
બીજા કૈંક કથાકરો રસભરી સેવા કરે કોડથી.
રાણી એ રસની, વયે લઘુ ઘણી, ઊણી ન એ હોંસથી.

ગુરૂ-હવે જો આ-(ગુર્જરીને બતાવે છે) કંઇ સામ્ય દર્શે છે?

પ્રેમાનંદ–(ધારી ધારી જોતાં) હા, હા, એ જ કુમારિકા–તે જ, તે જ આ–અરેરે! પ્રફુલ્લિત ખીલતી કલિકાની આ નલિકાદશા? છતાં દુર્દશાના ઘટ્ટ વાદલપટમાંથી એ સહજ લાવણ્યચંદ્રિકાના તેજ છૂપાં રહેતાં નથી.

અંગો એ અબલાં ગળ્યાં, નયન એ ઉંડા ગયાં છેક જો,
લાલી ગાલ ન, રંગ શ્વેત તનનો, અસ્થિ રહ્યાં શેષ જો:
જાણે શું ઝડપી રહી તન જરા બાળે ચિતા ચિત્તને!
તો એ તેજ ધસી બહાર નીસરે જેવી જટા ગંગથી.

જાણે શું ક્ષયરોગ અર્પણ કર્યો ચંદ્રે બળી ચિત્તથી:
કે ઊડી કણ અક્ષિથી પ્રભુ તણી જ્યાં બાળતા કામને?
અંગે આ અબલાતણે ઝટ પડી શોષી રહી હીર ને?
કે વાસો બળતાં કર્યો શું મદને કૌમાર આ ધામમાં?

પદ ન ચાલત આ લથડે ઘણા,
કુમળી કેળ કપાઇ અહિં પડી?
જલ વિના સરિતા થતી બાપડી,
ગતિહિણી અબલા થતી રાંકડી.

ગુરૂ–તું સમર્થ બુદ્ધિશાળી તરૂણ છે છતાં આ તરૂણી આ દશા ભોગવે? અંતઃસ્થિત જલવિના શુષ્ક બીજમૂળ તુંથી શું ન પોષાય? કરમાતી કદલી ફળ આપવા તલસે છે તે અભિલાષા ફલિત ન થાય? કાળની મોહજાળમાં ફસાયલો તું હવે તારી આંખની અંધારી દૂર ફેંક. ઘાણીના બલીવર્દની વૃત્તિ તજી દે. પુત્ર! વીરતા છે ડૂબતાંને તારવામાં, તરતાને તીરે પહોંચાડવામાં નહિ. રસજ્ઞતા છે રસહીનને રસપૂર્ણ કરવામાં, રસવતને પોષવામાં નહિ. તું એક સમર્થ આત્મા; ધારે છે તો આજ આ જ ગુર્જરી ગીર્વાણ સમી ઓપતી, સર્વત્ર પ્રભા પ્રેરતી, સાહિત્યની ભૂમિમાં પદરવ યુક્ત ઝાંઝરના ઝમકારથી સર્વત્ર

આનન્દમય રસતાનતાથી તલ્લીનતા પ્રેરાવી શકશે. તું ધારે છે તો એ જ સુકા કાષ્ઠમાંથી વિવિધ નવપલ્લવતા વિસ્તૃત કરી; આ ગુર્જરભૂમિને શીતલ છાંયડી સમર્પી શકે છે. એમ તારાથી નથી થતું તેનું પરિણામ તો જો !–શેરીએ શેરીએ રખડનારા માણભટો, પેટ ભરતા કંઇક ગાયક ગણો, અલ્પજ્ઞ કંઇક લેખક ગણોના પરૂષપણાથી ટળવતી આની આ દશા થઇ છે. ધાર્યું હતું કે તું તને મળેલી સદ્વિદ્યા અને શક્તિનો સદુપયોગ કરીશ. ધાર્યું એ હતું કે જલવિના તરફડતી, કંઠે સુકાતી, અન્નવિના જઠરાગ્નિથી બળતી, અંગે કૃશ થતી, આત્મબલિદાન દેતી આ; એનાં દર્શન માત્રથી જ તેની વ્હારે ધાઇ આશ્વાસન આપી તેનો રક્ષક, પાલક, સેવક બનીશ. એ તો હવે સ્વપ્નાં થયાં. તારે મસ્તકે મૂકવા યોગ્ય કલિકા તારા જ પગની ઠોકર ખાતી તારા જ પગે કચરાય છે. જો, જો, આની આંખમાં આંસુ ખૂટી ગયાં. ઉછેરનારી સખી લેખિની ઘસાઇ શુષ્ક થઇ ગઇ, છતાં તું આ કાર્ય પ્રતિ મૃતાત્મા જ રહ્યો. તજી દે, તજી દે, ગુર્જરરાષ્ટ્રમાં તારા થયેલા જન્મની આ ઘોષણાકારિણી પત્રિકા. તારી જીવનકીર્તિની પતાકા, ગુર્જરરાષ્ટ્ર સેવિકાના અથાગ પરિશ્રમે જન્મ પામેલી પવિત્રતાની મૂર્તિ, તારા ઉત્તમાંગની રક્ષિકા, તેની જ પ્રતિનિધિ આ તારી પાઘડી તજી દે. જે ગુર્જરીનો નથી. તે ગુર્જરરાષ્ટ્રનાં કાર્યોપભોગને પણ લાયક નથી. જે ગુર્જરીનો સેવક થઇ શકતો નથી તેમની તે પ્રખ્યાપિકા બને એ હું બનવા નહિ દઉં. માટે જા, ગુર્જરચિહ્નથી વિયુક્ત થતો, ગુર્જરભૂમિને ત્યાગી ચાલ્યો જા–ફરી આ તારા અપવિત્ર ઉશ્વાસથી આ ગુર્જરીના વાતાવરણને કંપાવીશ નહિ. તારા અપવિત્ર ચરણસ્પર્શથી આ પુનિત ભૂમિને દૂષિત કરીશ નહિ.

**પ્રેમાનંદ**–( નમી પડી ) ક્ષમા, ક્ષમા, ગુરૂદેવ ! ભૂલ્યો, ભૂલ જુએ છે તેને ફરી ના ભૂલાવો. મારા પ્રમાદથી, ગુર્જરીની દશાના

દર્શનથી મારાં દૃષ્ટિપડલ ખૂલ્યાં છે. એના મધુર શ્વાસના પરિમલે મારી ઘ્રાણેન્દ્રિય પણ ખૂલી છે. એના સ્પર્શમાત્રે હૃદય સંક્ષુબ્ધ થયું છે. હું ભૂલતો હતો, કાળ ભૂલાવતો હતો. જોઉં છું કે સત્ય તો આ છે. ભણ્યો ભૂલે, જોતો આથડે, એ દશામાંથી મુક્ત થતો, દેવી ગુર્જરીને સેવવા આ ક્ષણે હું તૈયાર છું.

ગુરૂ—બળાત્કારે થતી કોઈની પણ સેવા ગુર્જરી ઇચ્છતી નથી. સ્નેહ હૃદયનો હોય છે. સ્નેહને મંદિરે જ આકર્ષણના દીપકો પ્રકાશે છે. લુખાં સ્નેહભોજનમાં સ્વાદ હોતો જ નથી. સેવા કરનારનાં હૃદય તો ઉછળી બહાર આવે છે. એના શબ્દેશબ્દમાંથી સખીપણાનો ધ્વનિ ઝરતો રહે છે.

**પ્રેમાનંદ**—હા, તે જ પ્રતીતિ કરવા આ ઉત્તમાંગની શોભા, આજીવિકાની શિબિકારૂપ આ પાત્ર દેવી ગુર્જરીને ચરણે મૂકી પ્રતિજ્ઞા કરૂં છું કે,

સ્રષ્ટા સૃષ્ટિ સદા રહે સરજતા થોભે ન એકે ઘડી,
રાખે દાહકવૃત્તિ વહ્નિ વધતી, બીજી ન એને પડી;
પુષ્પોયે પ્રસરાવતાં પરિમલો પોષે સદા વાયુને,
છોડી સ્વાર્થ જ તેમ કર્મ કરવા અર્પું હું આ દેહને.

શૃંગારે કરૂં ભૂષિતા સહૃદયા પત્ની સમી કામિની,
પત્નીથી અધિકા કરૂં પ્રિયસખી અભ્યન્તરા ગામિની.
પોષું હું હૃદયે સ્થિતા નવરસે દેવી સમી ભામિની,
દેવીથી અધિકાય મુક્તિ રૂપિણી પૂજું હું એ માનિની.

જોવા સૌ મરશે મથી, મદવતી દેવી શું એ અંબિકા ?
સેવાર્થે સલુણીતણી તલપશે, ધેનુ શું એ કામદા ?
વાસાર્થે જન લેખિની સરકશે સાક્ષાત્ શું મુક્તિપુરી ?
ઐકયાર્થે હૃદયો સહુ ઉછળશે આનન્દની છાવણી !!

એમ ન થાય ત્યાં સુધી—

કાઢે કોમલ તાર એક સરખો સંસારના સાર શો,
ગાતાં ગીતડું ચક્રસૂર મળતાં એ રંગના તાનમાં;
દેતી કૈંક વળો વળી અવનવા તૂટે રખે, પ્રાણ શા,
એવા તારની પાઘ શિર ધરી રાખું ન હું ટેકમાં.

તારોની ગ્રથના કરી પટ થતાં બંધાઈ જેની ઘડી,
માયાના પટશું પડ્યા ગ્રથનમાં? આત્મૈક્યની એ ઘડી!
જેનાથી સઘળો પ્રભાવ પડતો સૌભાગ્યની શી ઘડી!
એવી મસ્તકરક્ષિકા સુખપદા હું આ તજું પાઘડી.

રે'વું સ્થાન ગણી મળી શું મઢુલી જો હોય તે પા ઘડી,
જેવું રામનું કાર્ય તેમ મુજનું, છોડું ન હું પા ઘડી.
સેવું ગુર્જરી પાગ રાગ રસથી પે'રૂ નહિ પાઘડી,
દેવી જો મુજથી પ્રસન્ન બનશે તો પે'રવી પાઘડી.

ગુરૂ—ધન્ય! ધન્ય! ગુર્જર કવિમણિ! તારી વાણીની સમર્થતાનું હવે સમર્થન કર તારી કાર્યદક્ષતાથી. ચંદ્રિકાની નિર્મળતા, શાંતતા, અને આલ્હાદકતાને લજાવતી; સૂર્યની પ્રખરતા, ઓજસ્વિતા અને પ્રભુતાને ઝાંખી પાડતી; સમીરના સર્વગામિત્વ, શાંતોષ્ણત્વ અને ચપલત્વને હસતી; પુષ્પોની પરિમલગ્રાહિણી, કમલિનીની કોમલતા ધારિણી; બિસતન્તુ સમી મૃદુ પણ રસઝારિણી; શર્કરા ખંડ સમી મધુ પણ સરલગામિની, શિશિરનદ સમી ઠરેલ પણ શીઘ્રગામિની: સમુદ્રસમી ગંભીર પણ ઉર્મિથી ઉછળતી; મર્યાદાભરી, ડહાપણભરી, બોધદાયિની, વિવાદિની, રાગિણી, વૈરાગિની તારી લેખિની સજ્જ કર. પ્રકાશનાં કિરણો પ્રસારી તમિસ્રાનાં પટલદલ ભેદી નાંખ.

તિમિર પટલ ભેદે વિષ્ણુનું તેજ જેવું,
સરિત સરર વે'તી ખીણના ભાગ ભેદી;

મધુર મધુર મંત્રો ઇન્દ્રની જાલ ભેદે,
ત્યમ સતત હવે આ લેખિની કાર્ય સાધે.

વત્સ ! હવે સ્વીકાર કર આ ગુર્જરીનો. જો એ તારે ચરણે લજ્જાતી સંકોચાતી નવવધુ સમી મસ્તક નામી રહી છે.

**પ્રેમાનંદ**–દેવી ગુર્જરી ! તારા જ, તારા જ, શ્રેયને અર્થે આ શરીર શ્વાસનું વહન કરશે, દેવી ! તારા જ કલ્યાણને અર્થે આ લેખિની કાર્યવાહિની થાશે.

**કાળ**–( સ્વગત કંપતો ) છટકયો ! તારી એ પ્રતિજ્ઞા છે તો મારા પણ પ્રયાસ જોજે. પદે પદે તને પ્રાણીના શોષ ન પડાવું તો આ કાળ નામે કાળ નથી એ સમજજે. મારૂં શસ્ત્ર હું એવું તૈયાર કરૂં છું કે તું તોબા તોબા કરતો ભોઠો પડશે. ઇર્ષ્યા ! અસૂયા ! તૈયાર રહો મારૂં કાર્ય વહન કરવા. ( જાય છે ).

**ગુરૂ**—જો-જો વત્સ.

સરર સરર જોને જાય અંધાર નાસી,
ચળક ચળક જોને ચંદ્રિકા જેમ વાધી;
નિરમળ નભમાં જો તારલા આ પ્રકાશે,
નભ જલદ વિનાનું જો હવે રમ્ય લાગે.

વળી,

ઉષા તણાં કિરણ જો અતિમન્દ ભાસે,
સન્ધ્યા તણો સમય એ શુભ શાસ્ત્ર ભાખે;
સેવા કરો સમય આ શુભ પુણ્યકારી,
સેવો સદા રસવતી રસના તમારી.

**પ્રેમાનંદ**–જેવી ગુરૂજીની આજ્ઞા. ( નમે છે. પદડો પડે છે.)

ઇતિ ગુર્જરીપ્રસન્નાખ્યાન નાટકમાં પ્રેમાનંદની પ્રતિજ્ઞા નામનો
પ્રથમ અંક સમાપ્ત.



# ગુર્જરી પ્રસન્નાખ્યાન.

## અંક ૨ જો.

**ઇર્ષ્યા**–(સ્વગત) કાળદેવે કવિની સમક્ષ ગોથું ખાધું એટલે હોળીનું નારીયેળ મને કીધી. છે કંઇ એમને લેવા કે દેવા! કહી નાંખ્યું કે આમ કરી નાંખો. કરનાર કેમ કરશે એ કહેનારને જોવું હોય ત્યારેને? વર મરો કે કન્યા મરો. ગોરને શું?

સેવા કરી પ્રભુતણી તન તોડતાં જો,
"કીધું નથી નવીન કૈં" વચ એહ સુણો:
શોધી વળે અહિં તહિં જુજ દોષ નાના,
"ભણ્યા ગણ્યા શું તમ આ" વચનો સુણાવે.

સારૂં કરો તદપિ તે દિલથી ગણે ના,
પીડા કુટુમ્બ દિલની ધનની જુએ ના;
જીવો મરો પણ કરો અમ કાર્ય પે'લું.
એ નીચતા ધનિકની મન જેનું મેલું.

હશે. ચીઠ્ઠીના ચાકર. લાગે છે એટલું જ કે ક્રોધની સત્તા નીચે રહેવાનું થયું. એ જ બળબળાટથી બળી રહી છું. મને બાળવા પગલે પગલે તે મારી પાની જોતો ચાલે છે.

**ક્રોધ**–(આવે છે) ક્યાં છે? ક્યાં છે? ઇર્ષ્યા! ક્ષણભર વીલી મૂકતો નથી: છતાં તું છટકે છે? જોઇ લે, પ્રથમ તારો જ નાશ કરૂં છું.

**ઇર્ષ્યા**–સત્તા મળી સેવકને ડરાવવા નહિ: પણ સદુપયોગ કરવા.

**ક્રોધ**–ચૂપ રહે, કમજાત! આ જ ક્ષણે ભોંયભેગી કરીશ. જા. જલદી જા. જરા પણ ઢીલ થઇ છે તો તારી વાત તેં જાણી. પેલો કવિડો કાળદેવની ભક્ષ્યભૂતા ગુર્જરીને પોષી રહ્યો છે. અહિં તહિં માણભટો પોતાનો અડ્ડો ઝમાવી બેઠા છે. બન્નેમાં વિરો-

ધની આગ તો ક્યારની સળગી છે. હવે એમાં તેલ રેડી એવો તો ભડકો કર કે એ કવિડો જન્મારાની ખો ભૂલે અને ગુર્જરી મહારાજને પાને પડે. તું જલદી તારૂં કાર્ય કર કે હું તત્કાળ મારૂં કરૂં. જા–ઉભી છે કેમ ! જા–( દંડ ઉગામે છે. )

**ઈર્ષ્યા**–(જતી) સત્તાના મદે અન્ધ ! સો દિન સાસુના તો એક દિન વહુનોયે આવશે એ ભૂલીશ નહિ.

**ક્રોધ**–અરે, જારે વહુવાળી. તારા જેવી તો ઘણીયે જોઇ નાંખી. યાદ રાખજે, જરા પણ ગફલતી કરી છે તો હાડકાં આખા નહિ રહે. (જાય છે.)

**ઇર્ષ્યા**–ઓ ભગવાન્ ! એ બળતો નથી પણ સામાને બાળે છે. અન્ધ છતાં બુદ્ધિથી જોતો નથી કે પોતાનાં કાર્યનું શું પરિણામ આવશે. આંખ સાથે ખોઇ બેઠો છે બુદ્ધિનુંએ બળ. કેટલો નિરંકુશ ! કેવી પ્રબળ સત્તા ભોગવી રહ્યો છે ? દેવ, દાનવ, માનવ, પ્રબળ મુનિવરો, પશુ, પંખી, સ્થાવરજંગમ, અરે ! અખિલ વિશ્વ એના ચરણારવિન્દમાં મસ્તક ઝુકાવી નમી રહ્યાં છે ! સામ્રાજ્ય ! અને તે પણ કેવું ?——એ સત્તા હું ક્યારે ભોગવીશ ? સામ્રાજ્યની અધિદેવી અધિકૃતા હું કયારે થઇશ ? ( નિરાશ થતી) હાય ! આ જન્મે તો એ લ્હાણાં લેવા ચોઘડીયાં વાગે એમ નથી. ચાલ જીવ, કાર્ય કર. નહિ તો એ ઉગ્રદંડી કંઇ વિપરીત જ કરી બેસશે. (નેપથ્થે જોતી) પેલા માણભટો પણ સ્વસ્વસ્થાને બેસી ગયા અને લોકોએ ભેગા થવા લાગ્યા ! મારા અનુચરો પણ વગર કહ્યે ત્યાં જ ભમે છે. (જાય છે).

## પ્રવેશક

[ મહોલ્લે મહોલ્લે માણભટો છે ]

[ લોકો થોડાથોડા ભેગા મળ્યા છે. ]

[ ગાગરીયા ભટ ગાય છે. ]

શંકરભટ–[ ગાગર પર હાથની આંગળી પરની પીત્તળની વીંટી બજાવતાં ગાય છે ]

વૈશંપાયન એણી પેર બોલ્યા સુણ જનમેજયરાય,
વિસ્તારી તુજને સંભળાવું સભા પર્વ મહિમાય.
હાં હાં, હાં હાં.

બોલો શ્રી ગુરૂદેવકી જે.
શ્રી આત્મ દેવની જે;
શ્રી ગોવર્ધનનાથની જે.
[ બધા બોલે છે. ]

પુત્ર–[ શંકરભટને ધીમેથી] બાપુ ! ઘરમાં ચોખા બીલકુલ નથી. હવણાં ગયા ઘરણમાં મોતીકોરે દાનમાં મોકલાવેલા તે થઇ રહ્યા. ઘઉં તો કહાનદાસના તેરમાના ચાલે છે.

શંકરભટ–ભાઇઓ ! હવે બધાય તમે એકચિત્તે સાંભળજો. કથા ઘણી જ રસિક છે. મોક્ષ આપનારી છે. અમારે તો એવું કે કથા કરવી તો થોડો થોડો પુણ્યનો બાચકો બધાય બાંધે. પુણ્ય અમે બધાને આપીએ છીએ તેથી જ પુરાણી કહેવાઇએ છીએ. અમારૂં પુણ્ય તમને આપી પાપ લઇએ છીએ. અને એ પાપ ધોઈ નાંખવા આ કથા કરીયે છીએ. શાસ્ત્રમાં કહેલું છે કે દાનસમું કો પુણ્ય નથી. કથાસમી પવિત્રતા નથી. અને ચોખા-સમું અન્ન નથી. વળી આજના આખ્યાનમાંયે ખાસ ચોખાનો મહિમા ગાયો છે. એક પુરાણશાસ્ત્રમાં લખ્યું છે કે:–

ગાગર ભરવી સાગર ધનથી નાગરકુળની રીતિ,
દાનતણો તો મહિમા મોટો નહિ નરકની ભીતિ;
સુતપુરાણિક કહે સાંભળો દીન તણી શી પ્રીત,
ખંખેરવાની પાત્ર જોતાં પાપપુંજની રેતી.

ચાવલચોખ દેવાં દાને જાણે નદી શું વે'તી,
અન્નતણું જ્યાં દાન દેવું જોવી નહિ શી મિતિ.
દાનતણો તો મહિમા મોટો ચોખાની બલિહારી,
ગણપતિને ચોખા વહાલા ચોખાની છે યારી.

જોઇએ એકવીસ આખા ચોખા પુજામાંયે રાતા,
કરો કોક દેવીની પૂજા નીકળે ચોખાનાં ખાતાં.
ફલ તુલસીને પાન પાંદડાં મળતાં રહે જ્યાં ટોટા,
ચોખાથી જ્યાં કામ ચાલે મળે ના મોટા લોટા.

એવો મહિમા ચોખા તણો છે, છે ચોખાની બલિહારી,
ઓખા પેરી ચોખા માંહે એ વારતા છે ન્યારી.
હતી ચોખાની કોડી એ તો ભાળ મેં તો કાઢી,
ચોખા માંહે ઓખા પેડી પવિત્રતા ત્યાં વાધી.

ઓખાની આ હરણ કથામાં ચોખા જોઇએ માણી,
ચોકખા ચોખા દાન કરે તો વરસે વર્ષાદે પાણી,
ચોખાનો તો મહિમા મોટો પૂછો ગોર ગોરાણી,
માટે આ ઓખાના હરણમાં ચોખા આપો આણી.

**સંતદાસ**–[સ્ત્રીને] અલી ! જાને તો મહારાજ કહે છે તે લાવ ઘરમાંથી ચોખા. એક આખી પવાલી ભરીને લાવ.

**પુત્ર**–[શંકરભટને ધીમેથી] બાપુ ! મા કહેતી હતી કે એક મણ ચોખા નહિ આવે તો કમાડ જ ઉઘાડવાની નથી. ને કે'તી'તી કે રોજ માથું ફોડું તોયે તારા બાપ એક ભૂરી સાડીયે નથી લાવતા. આજે સાડી નહિં લાવો તો બાપ ને બેટા ખાજો રસોઇમાં ડીફાં.

[ સંતદાસની સ્ત્રી ચોખા લાવે છે. ]

**માણેકલાલ**–મહારાજ ! આટલા બધા ચોખાને શું કરશો ?

**શંકરભટ**–એટલે શું એ ચોખા મારે ખાઇ જવા છે? ઓખાનું હરણ થતું મારે બતાવવું તે કેમ બને? એક આખો મોટો માળીયો બનાવી તેમાં ઓખાને બેસાડવાની. તે બે મણ ચોખા જોઇએ. આટલે શું થાય? જુઓ શાસ્ત્રમાં કહ્યું છેઃ–

મેડી બનાવી સરોવર–જળમાં ત્યાં ઓખાને રાખી,
ચાંચડ, માંકડ જઇ શકે ના માનવ જન કે માખી.

અને તેથી જ મારે સરોવરનો દેખાવ કરવો જોઇશે. સરોવરનું પાણી ભૂરૂં હોય છે, માટે એક ભૂરી સાડીયે જોઇશે.

સરોવર–જળ તો અહિં બતાવું લાવો ભુરી સાડી,
ભૂરૂં જળ ને ભૂરી સાડી મળશે જુગતે જોડી.

**માણેક**–પણ મહારાજ! આમ તો ઘરબહાર વેચવા પડે ને રસ્તે રખડી ભીખ માગવાનો દિ આવે તેનું કેમ?

**જમના**–( ઉભી થઇ જતી ) તે સાથે વેચાજોની તમેયે! બોલ્યા, મોટા, ઘરબાર વેચવાં પડશે. લાજો, લાજો; મોટા મરદ થયા છો તે. કાઢી નાખોને આ મૂછ. તમારાથી નહિ અપાય તે અમે આપશું. સાડી તે તમારે પે'રવી છે કે અમારે? મોટા વાત લાવ્યા તે! જોયુંને ગંગા! પોતાની સાથે આપણુંનેયે નરકે નાંખવા માગે છે. ( લટકો કરીને ) વાહ—જા અહિં! તું મસાલાવાળું દૂધ લાવ, હું ભૂરી સાડી લાવું.

**શંકરભટ**–વાહ–જમનાબાઇ–શાબાશ. આનું નામ તે સ્ત્રી. ખરી સાધ્વી, સતી, પતિવ્રતા છો હો! તમને તે સતી સાવિત્રી કહું કે સુકન્યા!

રત્નમાંના રત્નસમા છો જમના કામણગારાં,
ચંદ્રસમાં આ મુખડાં આગળ લાજે બીજા બિચારાં.
ધન્ય તમારી વાણી મીઠી, લાગે સાકર સમાન,
સપ્ત પુત્રને સપ્ત પુત્રીનાં આપું છું વરદાન.

**જમના**–જીવતા રહો મહારાજ ! [ઓવારણાં લઇને જાય છે.]

**૧ માણસ**–મહારાજ શરૂ કરો. ચોખા ને સાડી આવે એટલે હું બધુંય ગોઠવી દઉં છું.

**કૃષ્ણ**–( આવે છે ) અહા ! અહિં ઠીક મજા છે. પણે કેમ છે ? ( બીજી બાજુ પ્રતિ દૃષ્ટિપાત કરે છે. )

**પુરાણી**–[ પૂર્વવત્ બીજે મહોલ્લે સર્વે બેઠાં છે ને પુરાણી કથા કરે છે.]

સુત પુરાણિક કહે સાંભળ રાજા, હતા બેઠા ક્યાં કૃષ્ણ,
બળદેવજી ગયા જુદ્ધ કરવા, હતા નહિ ત્યાં કૃષ્ણ.
હતા બેઠા માતાની પાસે, વાંચે ભાગવત પુરાણ,
દાન દેતા બ્રાહ્મણ પુરાણીને અન્ન વસ્ત્રની ખાણ.

દાન દેવું બ્રાહ્મણ શોધીને તેમાં પુરાણી શ્રેષ્ઠ;
પુરાણ જાણે શાસ્તર જાણે બીજા બધા છે વેદ.
અન્ન વસ્ત્ર સર્વ પમાયે મળે હીરાને માણેક,
અન્ન આપો તો ભૂખ ન લાગે, સ્વર્ગે અન્ન મળે નવ છેક.

બ્રાહ્મણને તો નવ પાપ જ લાગે ગંગા નદીની સમાન,
પાણી વે'તું મલ ધોવાયે બ્રાહ્મણને તેમ દાન.
દાન લેવું છે પુણ્ય એ મોટું બ્રાહ્મણ કેરે કાજ,
તમે બ્રાહ્મણ પુરાણી બાવા આપું તમને આજ.

બ્રાહ્મણ તમે છો પાવનકારી તમે અમારા બાપ,
તમે અમારે આંગણે કાંથી ખોઇએ અમારાં પાપ.
એમ કહીને વારેવારે દેતા મોટાં માન,
માન સાથે ધાન દઇને દેતા રત્નનાં દાન.

શ્રીકૃષ્ણે પોતે જ્યારે દાનનો મહિમા વખાણ્યો અને પુરાણી બ્રાહ્મણને દાન દેવા માંડ્યું ત્યારે નિસ્પૃહી બ્રાહ્મણે શું કહ્યું ?

બ્રાહ્મણને કંઇ લોભ નહિ, જોઇએ નહિ કંઇ દાન,
આપો તો આપો તમ કાજે અમને ભજનનું ભાન.

એમ બોલી ભજન ગાયાં સુણ્યાં શ્રી ભગવાન,
અમુલખ આપ્યો હાર મોતીનો ખવડાવ્યાં મિષ્ટાન્ન.

**ઇર્ષ્યા**–(સ્વ) અહા ! લોભ અને દંભે અહિં પુરી ઝમાવી છે.

**દેવકોર**–મા'રાજ ! એ પુરાણી મહારાજે શ્રીકૃષ્ણને કયાં ભજન સંભળાવ્યા સારૂં ?

**પુરાણી**–સાંભળો, દેવી શેઠાણી !

ભજ ગોવિન્દમ્ ભજ ગોવિન્દમ્ ગોવિન્દં ભજ તું મૂઢમથે,
પાપે સંન્નેપાતે કરણે અહિં તહિં રક્ષતિ કુમકુમ કરણે,

**મધુરી**–અહા ! કેવું સરસ છે અલિ ! એનો અર્થ શું મા'રાજ !

**પુરાણી**–એટલે કે ભજગોવિન્દમ્, ભજગોવિન્દમ્. એટલે હે કૃષ્ણ ! તું હવે ગોવિન્દ ભજ. ગોવિન્દ ભજ. કારણ શું કે–"ગોવિન્દમ્ ભજમૂઢ મથે." ગોવિન્દને ભજવાને મૂઢ એટલે મુરખા. અભણ લોકો મરી મથે છે. એટલે તેઓ ગોવિન્દને ભજી શકતા નથી, "પાપે સન્નેપાતે કરણે" એટલે જ્યારે કરણ કહેતાં કાન. કાનમાં સનેપાતનું પાપ ભરાયું હોય તે વખતે "કુમકુમ કરણે" કુમકુમના ચાંદલા કરી પરણવામાં કાંઈ સાર નથી. એટલે કે ખોટી વખતે ખરૂં કરવું નહિ. મતલબ કે હે કૃષ્ણ ! બળદેવ સુભદ્રાને બચાવવા જાય છે એ ખોટું છે તે વખતે તારે એને જઇ અટકાવવી નહિ. તું તારે તારૂં દાનકાર્ય કર.

**મણી**–ઓહો દેવકોર ! જોયું કે ! પીટયા ભાયડાઓને દોઢીયાં કાઢવાં પડે છે તે તેને તાવ આવે છે. એટલે અટ્રમ્ પટ્રમ્ સમજાવી દે છે ને ગડબડ ગોળા હાંકે છે. ગમે તે થાય. આપણે તો પુરાણી બાવાને દેવાનાં ને પગેયે લાગવાનાં. છોને ભાયડાઓ ભીખ માંગે. આપણે તો આંખ આડા કાન કરવાનાં.

**મધુરી**–તે લે, હું રહી જવાની કે ? જોજે તો ખરી, આજે ઘેર જઇને ઝમાવું છું તે. એ તો પેલા માધવની દોસ્તીમાં ગમે તેમ બકે

છે. પણ મને કાંઈ કાચીપોચી ન સમઝતી. હું એ ખરી માથાની છું તો. ક્યાં જશે ? બાપની બોચી સાહીને આપશે.

**ઇર્ષ્યા**–(સ્વગત હસતી) ઠીક મચી છે. પણે શું થાય છે ?

**પુરાણી**–(પૂર્વવત્ ત્રીજે મહોલ્લે મંડળીમાં ગાય છે.)

(હાથવડે ધનુષ્યમાંથી બાણ ફેંકતો હોય તેમ ધુંટણીયે બેસી બોલે છે.)

તડડ સરરર સરરર જાયે બાણ છૂટયાં હાથથી જેવાં,
સરરર સરરર દિલ ભોંકાયે પયોધર પીન ખુંચે શું એવાં.
દીઠું અનુપમ પ્રાક્રમ એવું રાજકુંવરી રાચી.
ધસમસ પો'તી માતાની પાસે દોડી છોડી માંચી.

માતા આ મુજને પરણાવો રાજકુંઅર છે સારો,
માતા કે' બ્રાહ્મણ તેડાવો જુઓ છે દિન કો સારો;
લટકે લચકી ચીબી ચપળા અબલા સબલા વિમળા,
હોળી કાળા વાળ સુંવાળા છૂટા ગુંથ્યા બાળા.

પુરાણી કે' પરણતાં પેલાં દાન દેવાં સારાં,
વર વરતાં શુભ દિને જોતાં મોદક લેવા પ્યારા;
આપ્યું સોનું મોતી ઘરેણું કુંવરી મહિમા જાણે,
તાંબાં વાસણ વસ્ત્ર અન્નને કવિ પુરાણી વખાણે:

રોજ રોજ પુરાણી જમતાં ઘરમાં રિદ્ધિ વાધે,
સારા વરને સારાં સાસરાં કુંવરીને એ લાધે.
પિતૃ દેવો તરૃપ્ત થાયે જમે પુરાણી બાવા.
સ્વર્ગનાં થાનક દેવા કાજે માંડે દેવો દાવા.

**ઇર્ષ્યા**–અહા ! અહિં પણ એજ છે. પણ–(બીજી તરફ જોતી) પણે લોક કેમ ટોળે મળ્યા છે ? અહા કેવા આનન્દમાં ઉભા છે હે ! ( સાંભળે છે. )

### કડવું ૨૦ મું

**પુરાણી**–ઓખા કહે છે સુણ સાહેલી, લાવ નાથને વ્હેલી વ્હેલી,
બાઈ તું છે સુખની દાતા, લાવ સ્વામીને થાય સુખશાતા.
ઓખા તને તો પડચો એ હેવા, સખી આણ્યાના ઉપાય કેવા,
તને પરણ્યાતણું મન થાય, નથી લાવ્યાનો એક ઉપાય.

દૂર પંથ છે દ્વારામતી કેમ જવાય મારી વતી,
ત્યાં તો જઈ ન શકે રાય શક્ર રક્ષા કરવા ફરે છે ચક્ર.
જીવતાં તો ફરી ન અવાય, નિશ્ચે મસ્તક છેદન થાય,
જાવું જોજન સહસ્ર અગિયાર તારો કેમ આવે ભરથાર.

નયણે નીરની ધારા વહે છે કર જોડીને કન્યા કહે છે,
બાઇ તારી ગતિ છે મોટી, તને તો ન કહે કોઇ ખોટી,
સહિયરને સહિયર વાલી, બાઇ તેં મને હાથે ઝાલી,
આપણ બે બાળ સંઘાતી તું તો પ્રાણ દાતા વિધાત્રી.
માબાપ વેરી થયાં મારાં મેં તો ચરણ સેવ્યા છે તારા
ચિત્રલેખા તું દીનદયાળ એમ કહીને પગે લાગી છે બાળ.

શું ? ઓખાહરણ ! પ્રેમાનંદનું ઓખાહરણ કોઈ વાંચે છે અને બીજા સાંભળે છે ? [ અંતર આગથી બળે છે. ] એ બને જ કેમ ! ઉત્સાહ અને આનંદનો ભંગ ન કરૂં તો હું ઈર્ષ્યા શાની ? ધાર્યું કાર્ય ન કરૂં તો પ્રબળ શક્તિ શાની ? આખા ત્રિભુવનને ન નચાવું તો સામ્રાજ્યની રાણી શાની ? હા, હા. મારા સેવકોએ કરેલી અમૂલ્ય સહાય માટે જરૂર જરૂર તેને તેનો બદલો આપીશ અને મારૂં સામ્રાજ્ય ઝમાવીશ. કેવા બિચારા મારૂં કાર્ય કરી રહ્યા છે ? માટે,

ક્ષમાવૃત્તિ ધારી પ્રિયજન ગણી આત્મ સરખાં,
દયાભાવે બોલી નિજ હૃદય ખોલી કુસુમ શાં !
ફળો મીઠાં આપો; હૃદય તલપે કર્મ કરવાં,
તદા સ્વામીભાવે સફલિત કર્યાં કાર્ય ગણવાં.

ક્રોધ-(આવે છે) હજી અહિં છે! દુષ્ટા! કાળદેવની અવગણના? મારી આજ્ઞાનો ભંગ!

સંસાર આ સળગતો નવ લેશ રે' છે,
જો આ શિખા પ્રસરતાં નવ કો બચે છે;
બાળું બળું હું જનમું મુજ કાર્ય એ છે,
છે ઉગ્ર દંડ મુજનો નવ કો સહે છે.

અને,

છું અન્ધ, અન્ધ સઉને કરતો ફરૂં છું,
છું અગ્નિ, અગ્નિ રૂપ હું સઉને કરૂં છું;
શોધું જીતેન્દ્રિયતણી પ્રભુતા ક્ષણે હું,
ઉંચે ચઢ્યો પલકમાં પટકું નીચે હું.

તેમ જ,

જ્ઞાનાકાશે જલદરૂપ હું સૂર્યને તો ગ્રસું છું,
વર્ષાવું છું મનસભૂમિમાં ગ્રીષ્મની ગ્રીષ્મતા હું;
માયાસ્વેદે અખિલ જગને સ્નાન અંગે કરાવું,
છૂટી વાતી પવનલહરી આવતી હું સુકાવું.

તો પછી જોઇ લે આ અવગણના કાજે તારા અસ્તિત્વનો જ હું નાશ કરૂં છું.

ઇર્ષ્યા-મારા અસ્તિત્વનો નાશ જ્યાં જ્યાં થાય છે, ત્યાં ત્યાં તને પણ અવકાશ મેળવવા પૂછવું જોઇએ છે; છતાં તું એકલો રહેવા પ્રયાસ કરે છે, તો ભૂલ ના, કે નિગ્રહની પ્રબળતામાં તારૂં ત્વ તારાથી જરા પણ બતાવી શકાતું નથી.

શાસ્ત્રે દ્વેડ કથ્યો તુંને સુમુનિએ પાસે ન રાખ્યો કદા
પ્રાણાયામ સુયન્ત્ર તંત્રબલથી રાખ્યો સદા બન્ધમાં;

ત્રાહ્યે ત્રાહ્ય વદ્યાં રહ્યો તન બળ્યો નાકો છૂટે ભાગ્યથી,
રે'તો તું બળતો સમાધિરૂપિણી તાતી ચિતામાં સદા.

તું આગળ જોતો નથી, પાછળ વિચારતો નથી. હું જોઉં છું, અને પછી વિચારૂં છું, તેથી જ તું અન્ધને દેખાતું નથી હું શું કરૂં છું તે.

જોઉં પાત્ર, સમો, સ્થિતિ મનતણી છે નિર્બલા કે બલા,
ઉત્કંઠા દિલમાં વધે પ્રબલ જો ઊણું વળી જો પડે;
ત્યારે જોર કરૂં ધસું નવ રહું સામ્રાજ્ય મારૂં કરૂં,
ધાર્યું જ્યાં ન મળે જનો કર ધસે ત્યાં છિદ્ર તુંને દઉં.

છતાં તારે મારી કાર્યશક્તિ જોવી જ હોય તો થોભ. આ જ ક્ષણે જો શું થાય છે તે–

( મહોલ્લા બતાવી અદશ્ય થાય છે. )

**ક્રોધ**–શું ? ગંડા સટકી ગઇ ? અરે ! આ શું ? (અવાજ સાંભળે છે. )

**શંકરભટ**–

બાણાસુરને પુત્રી નો'તી રોજ દિન ચિન્તા થાતી,
વારે વારે સ્ત્રીને મનાવે આશ તેની નવ પો'તી:
વ્હાલી વ્હાલી વ્હાલથી વ્હાલી વ્હાલથી હું વરસાવું.
નથી પુત્રી કે પુત્રી તેથી અશ્રુથી નવડાવું.
દાન કરો શુભ દાન કરાવો બ્રાહ્મણને બોલાવી,
પુરાણી કે કો બ્રાહ્મણ આણી દો ઘરને શોભાવી.

એવું જ્યારે– ( નવલગંગા આવે છે ).

**નવલ**–અલિ ! જમના ! ઓ–ચાલ, ચાલ, દોડ જોને આજે પાછી ત્યાં જામી છે. જોને કેવી મઝા પડે છે. છેક તાંથી દોડતી એક સાસે આવી છું.

**જમના**–પ્રેમાનંદને ઓટલે ? એ બારગામથી આવ્યો કે ?

**નવલ**–અરે આવ્યો શું ? એની કથાએ જોને પેલા કેવલાએ ગાવા માંડી તેથી તો મુઇ તને તેડવા આવી.

**જમના**–ચાલો ચાલો આવો છો કે ? મર, રહેવા દે ચાલને. [ ધણીને બૂમ મારતી અચકી જાય છે. ]

**શંકર**–અરે–બાઇ ! બાઇ ! (ઘણાંને જતાં દેખી) પોરીયા ! આ શું ! બધાંને એકદમ વા શેનો વળગ્યો ?

**પોરીયો**–બાપા ! એ તો બધાં પેલા પેમલાની કથા સાંભળવા ગયાં. આપણે શું ? ચાલોને ઘેર. મળી ગયા ચોખા ને સાડી. હે–ચાલો.

**શંકર**–શું પાછો પેમલો આ ગામમાં આવ્યો ? કમજાત ! બોલાવ ! બોલાવ ! માનશંકર, મનહર, મોહન ક્યાં મરી ગયા, તારા કાકા, મામા, માસા, ફુવા. બરક, દોડ, જલદી જા.

**માણેક**–(વચ્ચે આવીને) મહારાજ ! છોને એ બિચારો કથા ગાતો. એ એને ત્યાં ગાય છે ને તમે શાદને માથાં કૂટો છો ?

**શંકર**–કેમ ન કુટે ! જોતો નથી. આ બધાંય ત્યાં જઇ પડ્યાં. ના, ના, એકવાર એની આ ગામમાં પેસવાની બો ભૂલાવું ત્યારે જ ખરો હું. મેં સાફ કહી દીધું'તું કે દીકરા ! ફરી અહિ આવ્યો તો માથુ જ ભાંગી નાખીશ. (બાંય ચઢાવે છે.) હાથે આવ્યો છે તો હવે નહિ છોડું.

**માણેક**—બસ, બસ, મા'રાજ ! બહુ થયું.

**શંકર**—શા માટે બસ થયું ? ભૂલી ગયો શાસ્ત્રનું વચન !

**नारभ्यते खलु विघ्नभयेन नीचैः ।**
**प्रारभ्य विघ्नविहता न रमन्ति मध्याः ॥**
**विघ्नैः पुनाः पुनरपि पति हन्यमाना :**
**प्रारब्धमुत्तमजना न परित्यजन्ति ॥**

એટલે એ જ કે નીચાં અને દીંગણાં માણસો ભય અને બ્હીકથી ખેતી કરવામાં ખલુનો આરંભ કદી કરતાં નથી. વચ્ચે વિઘ્ન આવતાં તેઓ રમતા નથી. કેઠ પુના સુધી તેઓ પહોંચી જાય છે. પતિનો

પણ નાશ કરવા ચૂકતા નથી, કારણ કે હાથમાં લીધેલું કામ તેઓ તજતા નથી.

( પાંચ સાત ભટો આવી પહોંચે છે. )

**માનશંકર**–શું છે, શું છે ? શંકરભટ ! એ આજકાલનું ટીચુકડું. એનું સાંભળે છે શું ? કાં છે બતાવ, એ પેમલાની ખપેરી કાઢું.

**ઇચ્છાશંકર**–હા, હા. મારો દીકરો પાછો અહિં આવ્યો છે તો કરો ટાંગાટોળી ને નાંખો વિશ્વામિત્રીમાં. મારો બેટો ફરી આવતાં જ ભૂલે.

**લાભશંકર**–એ માનીયા ! હવણાં જ, અત્યારે જ, બોલાવ પેમલાને ને કર ફડચો, સીધો સટ. એમ ચેં પેં ચેં પેં નહિ ચાલે. અમારા તો રોટલા ચાલ્યા ને કાલે ઉડશે છાપરાનાં નળીયાં.

**દેવશંકર**–શું કરૂં એની પોથી હાથમાં આવતી નથી. બાકી ચીથરે-ચીથરાં ઉડાવી નાંખું કે ફરીથી માથું જ ન ઉંચકે.

**માનશંકર**–ગભરાઓ નહિ. આજે જ કરૂં છું તડ ને ફડ. બોલાવ. રેવાશંકર, મધુશંકર, રામદાસ, પીતાંબર, મોહન, લાલુ વગેરેને. કે' મારા નામથી. કાકા ! જા તું પેમલાને કહે મારા નામથી કે માનશંકર પુરાણી તને આજ્ઞા કરે છે કે હવણાં ને હવણાં સીધો સીધો ચાલ્યો આવ. ને જો ન આવ્યો તો યાદ રાખજે દીકરા ! અહિંની ભોંય ભારે થઇ પડશે. જા. દોડ જલદી. ને દેવા ! તું જા પેલા ગમારને કહે કે હવણાં ને હવણાં ગાવું બંધ કર ને ન માને તો ફેંક તેની પોથી ખાળકુવામાં. માર લાત ને ફેંક તેને રસ્તામાં ( તેઓ જાય છે. )

**ક્રોધ**–શું જાઓ, જાઓ ને યુદ્ધ એવું મચાવો કે કવિતા કાં તો મૃત્યુને શરણે થાય કે કાં તો ગુર્જરી કાળને વશ થાય.——ઓહો ! [ પ્રેમાનંદના ઘર ભણી જોય છે. ] મારા બેટાએ મોટી સભા ભરી છે ? બચ્ચાજી, ચેતતો રહેજે. [ મહોલ્લામાં જોતો ] હાં. પેલાઓ પહોંચ્યા કેવલરામની પાસે. જોઉં છું કેવો રંગ ઝામે છે.

( પ્રેમાનંદ અને દ્વારકાદાસ બેઠા છે. બીજા બેચાર આઘા બેઠા લખે છે. )

**પ્રેમાનંદ**–વાંચો, વાંચો દ્વારકાદાસ !

**દ્વારકાદાસ**–કવિ ! કંઇ વાંચવા જેવું નથી.

**પ્રેમાનંદ**–દ્વારકાદાસ ! આમ હિંમત હારવાથી શું ? જુઓ પ્રયાસે સર્વસાધ્ય છે.

ખોયે શશી નિજ સુધા પણ તે પ્રયાસે,
તેજે ભર્યાં ગગનમાં બહુ તે પ્રકાશે;
વ્હેછે નદી પથ કરી ઘન પર્વતોમાં,
સૌ સાધ્ય નિશ્ચય થકી જગમાં જણાયે.

તેમ જ જુઓ, પુરાણીઓના આટઆટલા નીચ પ્રયત્નો છતાં હું ગુર્જરીની સેવા કરવા મથી રહ્યો છું.

છોડ્યું આ સ્થળ ઉવિકા નવ મળી કાળે કીધો કેર કૈં,
નાઠો દેશ વિદેશ તોય ન તજી જે ટેક લીધી ખરી;
પીડાયો, નવ અન્ન પાન મળતું મિત્રે કરી સાહ્ય કૈં,
તોયે ના મન પોચું આ મમ કર્યું મૂકી નહિં મામને.

દીઠા કૈંક પ્રયાસ દુષ્ટ જનના લેવા મથ્યા ગુર્જરી,
કીધાં પુસ્તક કૈંક તે હરી જવા દુષ્ટો મચ્યા માનવી;
ઇર્ષ્યાના બળતા રહે ન સરખા વિઘ્નો વધારે નવાં,
પ્રાણાંતે ન તજું કદી કર ધરી જે ટેક લીધી હવાં.

લાવો હું જોઉં [ વાંચે છે. ] કેવું સરસ ! હં આજને. ઓહો, કવિ ! જુઓ આ આમ કરો ને આ શબ્દો મૂકો (પોતે તેમ કરે છે) હવે વાંચો. કેમ બેઠુંને બરાબર. હવે આ બીજી કડીઓ આમ જ વિચાર કરતા જાઓ અને સુધારો. જુઓ તો ખરા. આમ ચપટીમાં ફક્કડ બની જશે.

**રત્નેશ્વર**–(આવે છે) કવિવર ! આટલી નકલો કાવ્યોની ઉતરી છે !

**વીરજી**–( આવે છે) જય જય કવીશ્વર ! લ્યો.

**પ્રેમાનંદ**–શું ? પૂરૂં થઈ ગયું ? ( જોય છે ). બલિરાજાનું આખ્યાન ! સારૂં લખ્યું છે. વીરજી ! ધન્ય છે. તમે ઘણો સારો પ્રયાસ કરો છો.

**વીરજી**–એ આપના જ પ્રતાપ છે. ને આ.

**પ્રેમાનંદ**–ઓહો ! કામાવતીની કથા ! ઘણા વખતપર લખી જણાય છે? શાબાશ, શાબાશ, વીરજી ! મારી ખાતરી છે કે તમે અવશ્ય ગુર્જરીની આશીષ મેળવશો જ. હરિદાસ! દ્વારકાદાસ! જુઓ, જુઓ આ પ્રયાસો. તમે પણ શું નહિ કરી શકો ? એક વાર તન મનથી મચો; લખો, સુધારો, ફરી લખો ને જુઓ ગુર્જરી કેવી પ્રસન્ન થાય છે. (સાનન્દ) ગુર્જરી ! ગુર્જરી ! તને લોહી ચઢતું દેખી મને બમણું લોહી ચઢે છે ? એ ઘડી કયારે આવે કે તને રસઝરતી, હૃષ્ટપુષ્ટ નવયૌવના, મદભરી, પ્રફુલ્લિતવદના નિહાળું ? ( અશ્રુબિન્દુ ટપકે છે. )

**વીરજી**–કવિરાજ! તમે ગુર્જરીની ઉન્નતિ માટે શું નથી કર્યું ? શું નથી કરતા ? જુઓ ! જુઓ ! તમારા નિઃસ્વાર્થ ટેકીલા પ્રયાસે–

વિમલ સલિલમાંયે પંકમાં બી પડે છે,
અમલ કમલ ત્યાંથી સ્વચ્છ કેવું ઉગે છે!
પરિમલ દલથી શી ખીલતાં જો વહે છે,
સરલ સુગમ તેવી ગુર્જરી આ વધે છે.

શિશિર સમય જાતાં ફાલતી ફાલમાં શી !
કુદરત રત રેલે શી વસંતે રસાળી;

નવ નવ વન રંગે જો રમે એ રસીલી,
ત્યમ વિવિધ કરે છે ગુર્જરી રંગ કેલી.

**પ્રેમાનંદ**–વીરજી! એ સત્ય હશે. તોયે એને વાગેલા ઘા હજી રૂઝાતા નથી, એટલામાં તો બીજા હજીયે ભયોભય વાગે છે. બિચારી ગુર્જરી! તું કેટલું સહન કરશે?

**વીરજી**–કવિવર! અલ્પ સમયમાં તમે શું આદર્યું નથી?

કેવાં આ હરણાં ફરે વિહરતાં મેદાનમાં કૂદતાં!
આહા! શાં મદહારિ ચિત્ત હરતાં રંગે ભર્યાં તાનમાં!
આવ્યાં કાળતણાં શું પ્રાણ હરતાં આ કોમલાં નિર્મલાં!
દેતાં ગુર્જરી પ્રાણદાન રસનાં દાનેશ્વરી દેહનાં,

મીઠો કોયલ કંઠ ગુર્જરીતણો કૂજી રહે કારમો,
જાણે કામણ કંઠથી ઝરઝરે કામેશના કાર્મુકે.
ઘેરેઘેર સુગન્ધિતા પ્રસરતી કસ્તુરી શી કારમી?
દેતી ગોરસદાન એ રસતણાં રાસે રસીલી સમી.

**પ્રેમાનંદ**––ફુલાઓ નહિ, ફુલાઓ નહિ, વીરજી! કાર્ય કરો, કાર્ય કરો. અખિલ સાગરમાંથી બે ચાર ટીપાં લેતાં તે ખાલી થતો નથી.

અગણિત જ ગણાતાં વર્ષતાં બુન્દ ઝાંઝાં,
ગણિત વિફલ થાતાં તારલાવૃન્દ જોતાં;
ત્યમ બુધજન જાણે ગુર્જરી છે અગાધા.
રસિક રસકરે એ થાય રમ્ય પ્રદેશા.

લાવો, દ્વારકાદાસ! ( દ્વારકાદાસ આપે છે. વાંચીને ) શાબાશ! વાહ! દ્વારકાદાસ! ખંત અને કર્તવ્યપરાયણતા શું નથી કરી શકતાં તે જુઓ!

**દ્વારકાદાસ**—( સહર્ષ ) કવીશ્વર!

**પ્રેમાનંદ**—લખો, કવિ ! હજી લખો. તમે અલ્પ સમયમાં જ—

[ બહાર કોલાહલ થાય છે. ઓટલાપર કેવલરામ ઉભો છે. રસ્તામાં લોકોની ઠઠ ઝામી છે. કીકો અને દેવાની સામે તપી જઈ ઉભો થઇ ગયલો કેવલ બોલતો દેખાય છે. ]

**કેવલરામ**—હા, હા, હા, અમે ગાવાના, ગવડાવવાના અને સંભળાવવાના. જા, કે' તારા માનીયાને ને લાભલાને. નથી તારા બાપનું ઘર, સમજ્યો ?

**દેવો**—અબે બેદ, બેદ, સમજાવનારની પુંછડી ! સીધો શાધો માણ ઉપાડી ચાલ્યો જા. નહિ તો ઉંચકી નાખીશ બધુંય દેડવાડે. આવ્યો મોટો શાહજાદાનો દીકરો.

**કેવલ**—તું કયો શાહુકારનો બેટો છે. તારા બાપનામાં છે તાકાત આ માણ ઉપાડવા ! કમજાતો, ખાઇ ખાઇને ગોધા જેવા થયા છો તે બોલતાં શીખ્યા નથી. ગાતાં આવડતું નથી. જેમ તેમ અડબંગ આંધળે ગાડું હાંકી, બિચારા ગરીબ લોકોને અષ્ટમ્-પષ્ટમ્ સમજાવી દો છો. રડો છો જ્યાં ને ત્યાં રાંડીરાંડનાં રોદણાં ને ગોળમટોળ તુંબડા જેવી આ તમારી કોઠી ભરતાં શીખ્યા છો. બાકી છે શું ધૂળ !

**દેવો**—કીકા ! નહિ સાંખું ! આ કેવલાના બોલ નહિ સાંખું. સમજાવ એને, કહું છું સમજાવ, નહિ તો મારે પીત્તાં જશે હો !

**કીકો**—અરે કેવલરામ ! હવે તમે ય ઠીક છો. બંધ કરોને. તમારૂં શું જાય છે ?

**કેવલ**—કોના બાપની ચોરી કરૂં છું કે બંધ કરૂં ?

**કીકો**—કેવલ જોવા જેવી થશે હો !

**કેવલ**...તો થાવા દેને, અહિં કોણ ગભરાય છે. જેની માએ સવા શેર સુંઠ ખાધી હોય તે આવોને બધાને ય બતાવી દઉં. ( લોકો સામું ફરીને ) છે ને બધા ય તાળી પાડે એવા !

**દેવલો**—એમ છે ! બચ્ચાજી જોઇ લે.

( એમ બોલી માણુ ઉંચકવા જાય છે. કેવલરામ એકાએક તેના પર કૂદી પડે છે. ફીકો, દેવલો અને કેવલરામ એમ એક એક સાથે જામે છે. કેટલાક માણસો વચ્ચે પડે છે. હો હો હો થાય છે. નાકા પરથી પુરાણીઓનું ટોળું આ હો હો સાંભળી એ બાજુ દોડી આવે છે. )
[ મેડીપર પ્રેમાનંદ કાવ્ય વાંચતા અટકી જઈ— ]

**પ્રેમાનંદ**—વીરજી ! બહાર કંઈ જામી કે શું ?

**વીરજી**—[ ઉઠીને જોતો ] કવીશ્વર ! કેવલરામને માર પડે છે.

**પ્રેમાનંદ**—[ ઉભો થઈ જતો સક્રોધ ] સંસારમાં અદેખાઇને અન્ય સ્થાન મળતું જ નથી !

**વીરજી**—નિવૃત્તિનો પરાભવ એ જ અદેખાઇનો વિહાર. શાન્તિનો વિચ્છેદ એ જ ઇર્ષ્યાનો આનંદ,

**પ્રેમાનંદ**—એનું શાસન એ જ મારી ગુર્જરીનો ઉદ્ધાર–[ બારણા આગળથી જવા માંડે છે.]

**દ્વારકાદાસ**–કવીશ્વર ! ન જશો. સ્વાર્થાન્ધતા સર્જનતા દેખી શકતી નથી.

**પ્રેમાનંદ**–કવિ ! સહનશીલતાની સીમા હોય છે. દુષ્ટતાનાયે દંડ વિહિતાયા હોય છે. પાપના પ્રબળ ભાર પૃથ્વી પણ સહન કરી શકતી નથી.

સંતપ્ત ભાનુ તપતો ક્ષિતિને તપાવે,
વર્ષાતણાં જલવડે વળતો નમે છે;
વાયુતણી ગતિવડે ટકતી ન વર્ષા,
જે જે થતું અતિઘણું ટકતું સદા ના.

( ત્વરાથી જાય છે. વીરજી વગેરે બીજા કવિઓ પણ પાછળ જાય છે.)

**ક્રોધ**–(પ્રત્યક્ષ થતો ઇર્ષ્યાને) જો, પ્રત્યક્ષ જો! તુંવિણ આમાં હું પેઠો છું. જો મારા સામ્રાજ્યની રાષ્ટ્રધુરા વહતો હું તને નિરપેક્ષી શું કરૂં છું તે.

**ઇર્ષ્યા**–મદાન્ધ! અગ્નિ વિના તાપ નથી, ક્રોધ રૂપે હુંવિના તું ટકી શકતો નથી.

**ક્રોધ**–પ્રલાપિની! તું બોલે છે, હું કરૂં છું, જો! પ્રત્યક્ષ જો, મારો ભોગ થતાં પતંગીયાં કેવાં તરફડે છે! સાક્ષાત્ કાળદેવને મારો પરતો બતાવવા નિમંત્ર્યા છે તે પણ જો મારા કાર્યને આનંદની દૃષ્ટિએ નિહાળી રહ્યા છે.

(મહોલ્લે–મારામારી વધી છે. એકાએક કેવલ છુટો થઇ જઇ બે હાથે માણુ પકડી ઉગામે છે. શરીરે ઉજરડા પડયા છે. કોઇ ઠેકાણેથી લોહી પણ વહે છે. ઉશ્કેરાયલો બોલે છે! બીજા માણભટો તાબુત જેવા થઇ જાય છે.)

**કેવલ**–ભટો આઓ! ક્ષણવિધ્વંસી હો તો જ સામીપ્ય સ્વીકારજો.

**માનશંકર**–લાવ! લાભશંકર! મશાલ લાવ. લગાડ લાહ્ય આ પેમલાના ઘરને ને ફુંકી મૂક એને, એનાં બધાંય થોથાંપોથાંને.

**લાભશંકર**–દેવલા! મશાલ લાવ! ચાલ જલદી કર!

**પ્રેમાનંદ**–(આવીને સક્રોધ) શું છે! લાભશંકર! મારી ખડકી આગળ! તોફાનનાં મોજાં ઉછાળવાં એ જ શું તમારી મહત્તા અને પાંડિત્ય છે? કોઇની શાંતિનો ભંગ કરવો એ માનુષતા નથી. કોઇના જન્મસિદ્ધ અધિકારને ઝડપી લેવો એ ગૃહસ્થાઇ નથી. મિત્રતાના વાતાવરણમાં ઇર્ષ્યાની આગ પ્રસારવી એ કર્તવ્ય નથી. કહ્યું છે કે–

વદો વેણ મીઠાં કરો કર્મ સાધાં;
કથો કે'ણ કાલાં રસીલાં સુશીલાં.

જતી વાંકડી ઝીભડીને સુધારો,
સદા સજ્જનોની ઉરે નીતિ ધારો.

મુખે ઝેર તે સર્પને કોણ પાળે?
સુધા ચંદ્રને તો સહુ કો વધાવે.
ભર્યા ક્ષારનાં નીર તો કો ન પીએ?
સદા સજ્જનો તો સુધાસ્વાદ દીએ.

નથી જે તમારૂં વદો ના "હમારૂં,"
મળે ભાગ્યથી તે ગણોને જ પ્યારૂં:
પ્રભુપ્રેમથી જે સ્થિતિ આપનારા.
સદા સજ્જનો તે સ્થિતિ રાખનારા.

સદા સંપમાં ઝંપ છે કંપ છે ના,
સદા કલેશમાં લેશ તો રંગ છે ના:
નિશાનો જહાં નેહનાં રમ્ય ગાજે,
સદા સજ્જનો સ્વર્ગના સ્વાદ ચાખે.

તેમ જ તમે પુરાણી છો. માણ આગળ બેસી તમેયે ગાઓ છો. લોકો તમારૂંય સાંભળે છે. તમનેય આપે છે. વળી હું તમે બેસો છો ત્યાં આવતો નથી. મારૂં આંગણું મૂકી કાંઈ જતો નથી. છતાં તમે અહિં આમ ધાંધલ કરો છો એ તમને શોભતું નથી.

**આનશંકર**–સાંભળ્યું! લાભશંકર! આ તો આપણો દાદો થઈ આપણને બોધ દેવા આવ્યો છે. પ્રેમલા! સાંભળી લે. બધા પુરાણીઓનો હું પટેલ, તને હુકમ કરૂં છું કે હવણાં ને હવણાં આ ગામ છોડી તારી માણ લઇ કુવામાં ફેંક. લખવું બંધ કર, તારી કલમ ભાંગી નાખ. અમારે ત્યાં પાણી ભર. મુઠી અનાજ આપીએ તે ખાઇને મુગો મરી રહે.

**લાભ**–હા, હા, ને છતાં ગાવું હોય તો જા ગધેડાવાડામાં કે ગામને પાદરે પણ આ ગામમાં નહિં.

પ્રેમાનંદ—મૂર્ખજનો! કોકિલ કલરવે છે કબૂતરના કથનથી નહિ, આત્મોલ્લાસથી. મયૂરના કેકારવ ઉદ્‌ભવે છે કાગના કલકલથી નહિ, હૃદયની મસ્તીથી.

ઉગે છે આકાશે દિવસપતિ ને તારક વળી,
કરે ઘૂ ઘૂ વ્હેતો જલનિધિ અને વાયુ વહેતો;
ધરે છે શીર્ષે આ વસુમતિ ન જો શેષ સળકે,
નથી કો કે'તું કૈં નિજ કરણ કાર્યે સહુ મથે.

તમારા પેટ પર પગ મૂક્યો નથી. તમારાં અન્ન પાણી લૂટ્યાં નથી. જે કંઇ કીધું છે, કરૂં છું, કરાવું છું તે તમારે માટે નહિ પણ મારી તમારી સર્વ ગુજરાતી ભાઇ બ્હેનની આ ગુર્જરી માટે. ઓ મૂઢમતિઓ! જુઓ! જુઓ! તમારી છતાં, તમારે હાથે રિબાતી, આક્રંદતી આ બિચારીની દશા તો જુઓ!

ડરે છે રડે છે પડે છે ખડે છે,
રહી અસ્થિજાળે પ્રજાળે સુંઆલે!
પડ્યા ઘા તમારા હજી ના રૂઝાયા,
વહે જો, હજી જો જુની રક્તધારા.

ડરી ચીસ પાડે ખસી ધ્રૂજી જાયે;
ભયે આંખ જોને વિશાલા બનાયે;
થઇ શુષ્ક વેલી સમી પર્ણ પીળી,
સમીરે ધ્રૂજી શી રહી દેહ કંપી!!

ફળે છે મળે છે કળી પુષ્પની શી!
બળે છે ઝળે છે કુંળી કેળ રશ્મિં.
મૃણાલા સુરીલા રસીલા કૃશાંગી,
ફસી વ્યાઘ્ર જાળે સીઝાયે રમાંગી.

દયાનો દિલમાં છાંટો હોય તો બળતીને છાંટો. ન હોય તો રાક્ષસી ભાવોથી ભરેલાં હૃદયપટ ભેદી દયાનાં નિર્મળાં વ્હેણ વહેવ-

ડાવો. જે હું કરૂં છું તે ઉપાડી લેવા જો તમે મથી મરો તો આનંદ લહરીથી લ્હેકાતો હું તમારી સેવા પણ કરવા તત્પર છું. બન્ધુઓ ! પ્રભુએ જે શક્તિ તમને આપી છે એને સન્માર્ગે વાળો, એનો સદુપયોગ કરો. જે તમારી છે તેને અક્ષતા રાખી, સુપુષ્પિતા, સુફલિતા કરો.

**માનશંકર**–લાભીયા ! મારો બેટો જેટલો બહાર છે તેટલો જ ભોંયમાંથી બોલે છે હો ! આ બધાનાં દેખતાં આપણને ભુંડા ગમાર ઠરાવી પોતાને બધી આબરૂના પોટલાં બાંધવાં છે. પણ એને ખબર નથી કે એને તો શું પણ એના બાપનેયે હડપ કરી જાઉં એવો હું છું. ચાલ, પકડ એની બોચી ને નાખ્ય હેઠો. કરી દઉં ભોંય ભેગો! મારો બેટો લવરી કરતો મટે.

**પ્રેમાનંદ**–ગુર્જરીને મૃતપ્રાય કરવાનો જ તમારો નિશ્ચય છે તો મારો પણ નિશ્ચય તમારી સામે હવે બાથ ભીડવાનો જ છે એ પણ સમજી લો. મારી માણ અહિં જ રહેશે, હું પણ અહિં જ રહીશ, લોકો આવશે, સાંભળશે ને હમે ગાઇશું અને સાંભળીશું. મરતાં સુધી પણ આ ખડકી, આ માણ અને કલમ તજીશ નહિ.

**માધવદાસ**–(આગળ આવીને) અને હું પણ સાફ જણાવું છું કે આ કવિની ખડકીમાં કોઇ પણ પુરાણીએ પ્રવેશ કર્યો છે કે એની માણને કોઈ અડકયું છે તો યાદ રાખજો કે તમારી ખોપરી આખી નહિ રહે. કવિ ! તમે જરા પણ સંકોચવિના અહિં જ તમારાં આખ્યાનો ગાઓ, ગવડાવો. હું જાતે જોઉં છું કે આ ધતુરાઓ કયાં સુધી પોતાનો દમામ રાખે છે.

**માનશંકર**–ઓહો ! આ તો પેમલાના માધવશેઠ બોલે છે ? હં. માધવશેઠ ! આટલી ખુમારી રાખો છો, તો તમે પણ યાદ રાખજો કે જે કોઇ અહિં કથા સાંભળવા આવશે કે સંભળાવશે તે સર્વ યજમાનોને ત્યાં અમારા પુરાણીઓમાંથી એક પણ ક્રિયા કે કર્મ કરવા કે કરાવવા જશે નહિ. કથા કરશે કે કરવા દેશે નહિ. જમશે નહિ, સીધાં લેશે નહિ, પાણી પીશે નહિ, દાન

લેશે નહિ; દાનનો મહિમા ગાશે નહિ, દાન આપવાનાં કહેશે નહિ જન્મોત્રી ટપકા કરશે નહિ, હાથ જોશે નહિ. એમ અમે તમને ધર્મહીના–નાસ્તિક બનાવીશું. અને તમે બધાય પાપીઓ થતાં રૌરવ નરકમાં પડશો. સમજ્યા! અમને છેડ્યાનું ફળ સીધું નહિ મળે, હા.

**તાપીદાસ**–તમારી એ હઠ છે તો અમે બહારગામથી બીજા બ્રાહ્મણો બોલાવી અમારૂં કામ ચલાવીશું. કાંઇ તમારે કહેણે વિમાન ઉડવાનાં નથી.

**લાભ**–ના, ના. તે બોલાવજોને બીજાને. જોઉં છું બહારગામથી કોનામાં હિંમત છે કે અમારા કાયદા તોડે. કાંઇ કાચા પોચા ન સમજતા. અમારાય ગોળ છે. જો તોડ્યા તો જીવતા મુઆ સમજજો.

**પ્રેમાનંદ**–મહાશયો! આ પેટભરૂ નગરકીટોથી તમે દૂર રહો. હું ગમેતેમ મારૂં ફોડી લઇશ. મારે માટે તમારે તમારૂં બગાડવાની જરૂર નથી. જેમને મન પુરાણ વાંચવું એટલે પેટ ભરવું, કથા કરવી એટલે કુથલી કરવી, દાન કરાવવાં એટલે ડોઝલાં ભરવાં. જેઓ બુદ્ધિમાં ચકલાની હરિફાઇ કરે છે, ગાવામાં ગર્દભનો સ્પર્ધા કરે છે, બોલવામાં કાગને હંફાવે છે. ખાવામાં કુક્કરથીએ વધે છે, મલીનતામાં પિશાચ—

**ગુરૂ**—(તત્કાળ આવિર્ભૂત થતા) શાંત, શાંત, મહાભાગ! ચંદ્રમાં કલંક હોય છે પણ દુર્ગન્ધ હોતી નથી. ગુલાબમાં, કંટક હોય છે પણ ઝેર હોતું નથી. કવીશ્વરને તો—

ઘસાતું સોનું જો અધિક ચળકે તે ફરી ફરી.
બળે જે અંગારા પવનલહરીએ બહુ દીપે:
તપંતાં જે તાપે કુસુમ સલિલે અત્તર ઝરે,
પીડાતાં જ્યાં સાચું અમૃત રસ તો ત્યાં ઝરી રહે.

**પ્રેમાનંદ**–ગુરૂજી! અમૃતમાં ઝેર ભળતાં અમૃત વિષભાવ ભજી રહે.

પરાર્થે બળતો પ્રકાશતો અંગાર ચંપાતાં અન્યને દહે એમાં શું નવાઇ છે ?

ગુરૂ—જલમાં ઉગે છે છતાં કમલપત્ર ભીંજાતું નથી. અંધકારમાં વસે છે છતાં ચંદ્ર અંધકારથી લેપાતો નથી. પ્રકાશ એનું નામ જે અંધકાર વિનાશે. શર્કરા એનું નામ જે કટુતા દૂર કરે. સજ્જનતા એનું નામ જે દુર્જનતામાં વસે છતાં અલિપ્ત રહે.

ક્રોધ—(સ્વ) પાપાત્મા ! હું સળગાવતો હતો તેને તું બુઝાવે છે ?

ઇર્ષ્યા—(ક્રોધને) ભાઇ ! આ તો અહંતાના ફળ ખરે છે.

**વીરજી**—ગુરૂજી ! ગુર્જરીના ભક્ષક આ રાક્ષસોએ શું બાકી મૂકી છે ? ગુર્જરીના પ્રશંસક નાગરો; એ ચતુર રસપ્રેમી, ગુર્જરીના સેવક, નાગરોમાં પણ કવીશ્વર સામે એમણે પ્રબળ ઝંઝાવાત ઉભો કર્યો છે. આદિ કવિનાં ગુણગાન ગાતાં કવીશ્વરને મળતી પ્રશંસાથી યે આ ઉદરંભરીઓનાં ઉદર અકળાયાં.

**પ્રેમાનંદ**—ગુરૂજી ! આ સમયે એમની અહંતા, અને મનસ્વીપણાને એકવાર તોડવા દો.

ગુરૂ—તને પણ સ્પષ્ટતાની આવશ્યકતા રહે છે એ કાળની ગતિની ખૂબી છે. જો, જો, કવીશ્વર ! કાળની જાળમાં લપટાતો તું જો, આ શું દેખાય છે ?— (બતાવે છે.)

**પ્રેમાનંદ**—(સાશ્ચર્ય) કોણ ! ગુર્જરી ! માતા ગુર્જરી ! દેવી ! તારો હજીયે વિલાપ ચાલુ છે ?

શાને મા ! વિલપે ! ઝરે નયનથી, ધારા ઉનાં અશ્રુની,
માતા એ તુજ અશ્રુ, ના, હૃદય છે, સાક્ષાત્બળે દાહથી;
વર્ષે કાં કદલી સમા સુતનમાં અંગારની ધાર આ !
ના, ના, મા ! તુષારાશિમાં અનલશા અશ્રુતણાં બુન્દ આ !!

સેવા હું કરવા મથું હૃદયથી તોયે તુંને શાંતિ ના,
ના, ના, છે મુજ પાપનો ઉદધિ આ જે આંખ તારી વસ્યો;

અર્પી અંજલિ જેહ તે સુખકરા સ્હેજે થઇ ના શકી.
પાપી જીવન! તું થયું વન સમું રે'જે બળ્યું દાહથી.

ગુરૂ—પ્રેમાનંદ! એનાં અશ્રુનું કારણ તારા પ્રયાસની નિર્માલ્યતા નથી. તારા પ્રયાસથી તો અશ્રુ ગાળવા જો, એ કૌવત એને મળ્યું છે–એ ઉભી રહી શકે છે. વેદના સહન કરી શકે છે. પણ એની અશ્રુધારાનું મૂળ જો અહિં છે—

**પ્રેમાનંદ**—(ચમકતાં)–કોણ!–આ—કાળ!

થાતો જે મુજ મિત્ર, ને ઘસડતો આ રાંકડી બાપડી,
જેની દૃષ્ટિ વિશાલ, શ્યાલ સરખી રાખી રહી પાપને;
ત્રૈલોકે રવિ લોક શો ઝઝુમતો શાંતિતણો વેરી એ,
જાણું હું અરિ, કાળ, ઝાળ વરસે ઇર્ષ્યાતણો રાજ એ.

ભક્ષે સર્વ, ન કાંઈ શેષ વધતું આવ્યું ગ્રસે સર્વ કૈં,
સાક્ષાત્ એ જઠરાગ્નિ કુંભ જ સમો શોષી જતો સર્વને;
સારૂં કે નરસું ગણે નવ કંઇ શોધે સદા ભક્ષને,
એવો કાળ સુકાળ નાશ કરતો દુષ્કાળનો સાથી એ.

**ગુરૂ**—અને આ— (ક્રોધને બતાવે છે.)

**પ્રેમાનંદ**—એ કોણ!

વાંકી છે ભ્રકુટિ વિરક્ત નયનાં અંગારશાં એ દીસે!
ઊગ્યા રક્ત સહસ્ત્ર શું અરૂણ આ? સ્હેવાય ના તાપ એ;
શ્વાસોશ્વાસ ઉનો વહે અનલશો આ વિશ્વને બાળતો,
લાગે છે રૂપ કાળનું અવનવું બીજું ઘડ્યું શું હશે?

છે ના શક્તિ વિચારવા નિજ ગતિ ઝુમ્યો ઝઝુમ્યો રહે,
જોવા દૂર સમર્થ ના ગતિ રહી રે'તો મચ્યો ઝોમમાં;
સર્વેન્દ્રિય કરી સદા શિથિલ એ બુદ્ધિ ગ્રહી પાશમાં,
ધાર્યું એ કરવા સદા યમ સમો રે'તો અનિષ્ટે મચ્યો.

**ગુરૂ**—હવે આમ જો—(ઇર્ષ્યાને બતાવે છે.)

**પ્રેમાનંદ**—આ-કોઇક સ્ત્રી છે—

પીળાં છે નયનાન્ત કેશ સરવે પીળું બધું અંગ છે,
જોતી ને બળતી હૃદે ન ઠરતી સામ્રાજ્યને ઇચ્છતી;
શબ્દો એ હસતી વદે પણ હૃદે રે'છે બળી આગમાં,
એવી એ બળતી ચિતા નવ તજે શાણી સતી શું કહું ?

જ્યાં ત્યાં એ વસતી ફરે તદપિ છે વેશ્યાતણી વૃત્તિ ના,
જોતી ચાર દિશા, ચૂકે નવ કંઇ, બ્રહ્માતણી દષ્ટિ ના;
અંગેઅંગ કૃશાંગ પીત દરશે વેલી સુકી એ નહિ,
સાથે સેવક છે તથાપિ દિલમાં કેદી સમી એ રહી !

**ગુરૂ**—એ ઈર્ષ્યા અને બીજા તેના સેવકો, લોભ અને મોહ. આ તેં જોયો તે ક્રોધ. અખિલ જગનાં નાશનાં કારણ અને મહાત્માઓનાં અધઃપતનના કાર્યકર્તા એ છે. મનુષ્યની બુદ્ધિ અને અન્તરાત્માની ઓજસ્વિતાને છાઈ દેનાર, ક્ષણભર ઉન્મત્ત બનાવી ન કરવાનું કરાવનારાં કેવળ કાળનાં એ હથિયાર છે. પ્રેમાનંદ ! તેં બાથ ભીડી છે કાળ સામે. કાળે તારી પ્રતિજ્ઞા ભંગ કરવા, તારી શક્તિનો વિલય કરવા, ગુર્જરીને ભક્ષવા, ઈર્ષ્યા અને ક્રોધને મોકલ્યાં છે. એની છાયાથી તું છવાય, ક્રોધાન્ત બની કાર્યવિમુખ રહે, કે અતકર્ય પરિણામનો ભોગ થાય. જો, તું ક્રોધને વશ થાય છે ને ગુર્જરી તારી એ નિર્બલતાથી દુઃખી થતી આંસુ પાડે છે. એના સેવકો સહનશીલ, ખંતીલા અને ટેકીલા હોય તો જ તેનો ઉદ્ધાર સંભવી શકે. જ્યાં મદોન્મત્તતા, હુંપદ, અને માનાપમાનની લાગણી ઉભરાય છે ત્યાં આ કાર્ય થવાનાં છેટાં રહે છે.

**પ્રેમાનંદ**—ખરેખર ! ગુરૂવર્ય ! હું ચૂક્યો. ક્રોધવશ થતાં શક્તિનો વિલય થવા દેવો, એનાં કરતાં લેખિનીનો આધાર ગ્રહી કાર્ય સાધવું

એ જ ઉત્તમ છે. પુરાણીબન્ધુઓ! તમને જો આટલાથી જ સંતોષ થતો હોય તો હું આ ગામ તજી જઇશ.

**તાપીદાસ**–ના, ના, કવિ! તમને આ ગામમાંથી હમે કદી પણ જવા દેનારા નથી. આ મહારાજોને ન ફાવે તો ભલે અમારૂં ગોરપદું ન કરે, ભલે કથા ન વાંચે. અમારી પાસ પૈસા હશે તો નવા બ્રાહ્મણો કોઇ પણ રીતે પેદા કરીશું. દામ કરે કામ ઓર સહુ કો કરે સલામ!

**માનશંકર**–લાભશંકર! કેમ કરીશું? ( લાભશંકરનું મ્હોં જોય છે.)

**લાભશંકર**–રેવાશંકર! કંઇ સૂઝે છે? ( રેવાશંકરનું મ્હોં જોય છે.)

**રેવાશંકર**–પીતામ્બર! શો વિચાર છે? ( પીતામ્બરનું મ્હોં જોય છે.)

**પીતામ્બર**–દુર્ગાશંકર! રસ્તો જડે છે કે? ( દુર્ગાશંકરનું મ્હોં જોય છે.)

**દુર્ગાશંકર**–લાલભાઇ! આ તો ભારે થઇ હો! (લાલભાઇનું મ્હોં જોય છે.)

**લાલભાઈ**–ભાઇઓ! રાત જાય છે. હું તો હવે ઘેર જાઉં છું. કાલે મળજો, કાલે.

**માનશંકર**–હા–હા–મળો બધા કાલે મારે ઓટલે અને આ સર્વનો બદલો લઇ આપણું જોર બતાવી દઇએ કે આપણે કંઇ ફફડનારા પતંગીઆંઓ નથી પણ શંખનાદને ને સિંહનાદ કરનારાં પગાળાં પ્રાણીઓ છીએ.

**લાભશંકર**–એ જ–એ જ બરાબર છે.

[ સર્વે જાય છે. ]

**ઇર્ષ્યા**–( ક્રોધને ) હું વિના તુંનું પરિણામ આ.

**ક્રોધ**–( ઇર્ષ્યાને) તું વિના હુંનું પરિણામ તે તારો પ્રત્યક્ષ નાશ.

**( ઇર્ષ્યા ચીસ પાડી દોડી જાય છે ને ક્રોધ પાછળ જતો અટકે છે.)**

**હું હાર્યો એમ કબુલ કરૂં!! ના, ના, કાળદેવની સમક્ષ મ્હોં જ ન બતાવું. આત્માને શાંત કરવા શીતલ પ્રદેશગામી થતો વાયુદેવનું સામીપ્ય ભજું.**

[ જાય છે. ]

**પ્રેમાનંદ**–ગુરૂજી! પધારો–આતિથ્ય સ્વીકારી પછી પ્રસ્થાન કરો.

**ગુરૂજી**–પ્રેમાનંદ! જ્યોત્સ્નાનો, નિર્મળો પ્રકાશ એજ કવિઓનું આતિથ્ય. જો, જો,--

કેવી પ્રકાશમય છે શુભ ચન્દ્રિકા આ!
આહ્લાદદા નિરમળા ઝરતી સુધા આ;
તેવાં હવે કવિતણાં ઝરણાં રસીલાં,
વ્હેતાં વહો સતત આ શુભ ગુર્જરીનાં.

**પ્રેમાનંદ**–યથા ગુરૂઆજ્ઞા.

[ સર્વે નમન કરે છે અને જાય છે. ]

ઇતિ

ગુર્જરીપ્રસન્નાખ્યાન નાટકમાં પુરાણીવિગ્રહ નામનો બીજો અંક સમાપ્ત.



# ગુર્જરી પ્રસન્નાખ્યાન.

## અંક ત્રીજો

[ ગુર્જરીની વિહારવાટિકા. ગુર્જરીની સખીઓ આવે છે. ]

**સરલતા**–કેવી આનન્દદા ઉલ્લાસકારી ગુર્જરીભૂમિ ! હિન્દની સ્વર્ગભૂમિ કહું કે કલ્પવૃક્ષ વનવાટિકા ! ! !

રસે રેલાયે આ સુફલ ફલિતા શી રસધરા ! !
ફલે ફાલી ફાલે વિવિધ વિધિયે ભૂષણુ સજે.
મનોહારી ભારી વિલસન સતી રંગ ભરતી,
પ્રકાશે જ્યોત્સ્નાયે કુસુમસમ તારે રજની શી ! !
વધાવે ધાવે જ્યાં ઉરઉમળકે ગૌ તનયને,
ભરી વ્હાલે માતા તનય તનથી દૂર ન કરે.
દમાતી રેળાતી વિવિધ ઉરધારા અરપતી,
ભરેલી વાત્સલ્યે ત્યમ વસુધરા ગુર્જરતણી.

વળી—

રસાળી શાળીનાં ધન વન થકી મોક્તિક પડે,
ચરે હંસો ચારે, સહુ જન કથે ચારૂતર એ;
વહે છે લેંકાતી **કવિ–કવિત**–વાણી રસભરી,
પ્રસારી શાખાઓ, સ્થળ શુભ થતું ચારૂતમ એ.

ક્યાં હશે સખી વિશુદ્ધતા ! દેવીનાં આભૂષણો સંગ્રહતી હશે કાવ્યથાળે શું ? હજી સુધી શત્રુની કાંઈ પણ હીલચાલ દેખાતી નથી. દેવી કે'તાં'તાં કે હજી એનો વળ નહિ છોડે, માટે વે'વાશો નહિ. જો સખી મળી જાય તો એને ચેતવી દઉં. (આસપાસ જોય છે.) ઓ ! પણે સ્થળપ્રક્ષાલન કરે છેને શું ! નિર્મલતાના જલે કાવ્યાકાશસ્થલીનાં

કુમળાં વૃક્ષો અને વેલી સિંચવાં એ પણ દુર્ઘટ કાર્ય તો ખરૂં. સખી વિશુદ્ધે ! અરે વિશુદ્ધે ! ( તેની તરફ જાય છે. )

**વિશુદ્ધતા**–( કુંભજલથી પ્રક્ષાલન કરતી થોભે છે. ) અતિ સ્નિગ્ધ કલંકો ધોતાં થાકી. ધોઉં છું, ધોઉં છું પણ તે તેવાજ રહે છે.

**સરલતા**–વિશુદ્ધે ! થોભી કાં ? ચાલ્ય ઉતાવળી, ધોઇ નાખ્ય. અને શત્રુથી સાવધ રહે. દેવીએ કહાવ્યું છે.

**વિશુદ્ધતા**–( તેને જોતી. ) સરલે ! મારા પ્રયાસને હસતા આ વિમલ કલંકોને જો. મનેય મલવતી કરવા મથે છે ! ! શત્રુના પ્રાબલ્ય સમક્ષ દેવીના દેહની, વસ્ત્રાભૂષણોની, માર્ગની, વિહારવાટિકાની વિમલતા ક્યાંથી જાળવી શકીશ ?

**સરલતા**–વિશુદ્ધે ! **कर्मण्येवाधिकारस्ते** એ વચન ભૂલે કાં ? રોગ સદાય જાય છે કીડીને વેગે. સર્વ કાર્યમાં દુર્ઘટતા ન હોય તો આપણેયે અભિમાની અને નિરંકુશ બની જઇએ. છતાં તે શું નથી કર્યું ?–

અંગે સ્નેહ સુગન્ધ મર્દન કરી તેં જો સુંવાળું કર્યું,
રૂઝાવ્યા વ્રણ ને ત્વચા સરલ જો શી ગુર્જરીની કરી !
શોભે આરસ શી વિહારવનની આ વાટિકા કાવ્યની !
નાના કંક કલંક તે નવ ટકે કાળે કરી તે જશે.

મોટા જે ગિરિગહ્વરો ખટકતા પાષાણ શા તે થયા,
શોભાવે પથ છાંય શીતલ તલે જો રમ્ય લીલોતરી !
એવી ઉત્તર દક્ષિણે પ્રસરતી તું રક્ષતી ગુર્જરી,
સેવા સૌમ્ય કરે સદા વિમલ તું ભાવે ભરી ભક્તિથી.

માટે ગ્લાનિવિહીન થઇ કાર્યતત્પર થા. દેવીને પડતા ઘા આપણે ઝીલવાના છે. જેમ તારી વિશુદ્ધતા લેપાય છે, તેમ મારીયે સરલતા રોળાય છે. છતાં ઉપલું સૂત્ર ન ભૂલતાં નિજપથગામી થવું એ જ ઉત્તમ છે. માટે—

**વિશુદ્ધતા**–( ચમકી સરલતાને પાછી ખેંચી લેતી ) સરલે! સરલે! જો, જો, આ કૃષ્ણાકૃતિ શ્યામમુખ દાવાનલ અત્ર ધશ્યો આવે છે.

**નિર્ભયતા**–(પ્રવેશતી) સખીઓ, ગભરાઓ નહિ. હું સમીપ છું તો એનાથી કંઇ થવાનું નથી. એની હીલચાલ જોવા તો હું આવી છું. જાઓ, તમે કાર્યમાં નિઃશંક મગ્ન રહો.

[સરલતા અને વિશુદ્ધતા જાય છે. ક્રોધ આવે છે.]

**નિર્ભયતા**–ખીલાને જોરે કૂદતું વાછરડું દોર તૂટતાં જ નરમ થઇ જાય છે એનો આ પ્રત્યક્ષ દાખલો–

**ક્રોધ**–[લેવાયલે ચહેરે મન્દમન્દ ચાલે છે.]

નથી શાતા થાતી બળબળ થતું અંગ દહતું,
વહે વાયુ ઠંડો અધિકઅધિકો અંગ દહતો;
સ્થલી રમ્યા છે આ તદપિ નયને દાહ કરતી;
થઇ સંક્રાન્તા શું અનલરૂપ આ સૃષ્ટિ સઘળી!

પગે ખૂંચે છે આ મૃદુલ પણ ગોગ્રાસ તરણાં,
હસે છે જોને આ ખડખડ થનાં પર્ણ સઘળાં!
હવે નાઠાં જાતાં તદપિ હસતાં આ વનચરો!
પડ્યો પાટુ ખાએ વિધિ વિહિન દર્શે વિધિ અહિં.

ઇર્ષ્યા, મારી દાસી પણ મને હસે છે! એક સ્ત્રી મને હાથ બતાવી નમાલો કરી જાય છે! બળવતો છતાં નિર્બળ પત્રના ટુકડાની પેઠે અતોભ્રષ્ટ તતોભ્રષ્ટ પવનની લ્હેકીથી ખેંચાયો જાઉં છું. ક્યાં? પ્રભુ જાણે.

અહો વાંકા થાતાં સકલ દિન વાંકા જન જુએ,
ઘડી સ્થંભી જાવું સમય ન સદા એક જ રહે.

વહે વાયુ ઝોસે ક્ષણભર થતો સૌમ્ય સરખો,
સમો વાંકો આવે પ્રબળ ગતિવાળો પણ ફરે.

થાક્યો છું. જોઉં, નિદ્રા આવે તો અહોભાગ્ય.

[ સુએ છે, નિદ્રાવશ થાય છે. ]

**નિર્ભયતા**–અભિમાન ગળ્યું તો શિથિલતા પ્રભવે એમાં આશ્ચર્ય નથી. ઓહો ! કાળ પોતે જ અહિં આવે છે !

**કાળ**–( નિઃશ્વાસ નાખતો ) ભગવાન્! બીજાને ભગવાનનું સ્મરણ કરાવનાર હું આજે પોતે જ ભગવાન્! ભગવાન્! પોકારૂં છું. બળવતો છતાં નિર્બલતાથી હું ઘવાયો. તેજવતો છતાં નિસ્તેજતાથી લેપાયો. કોમલતાથી કઠિનતા ઘવાઇ, સરલતાથી પ્રખરતા હઠી, વિશુદ્ધતાથી મલિનતા ધોવાઇ. સુજનતાના બળે મારૂં સૈન્ય નાઠું. જાણે સૂર્યકિરણે અન્ધકાર રેખા ! પ્રભુની, દૈવની અગમ્યતા તે આનું નામ.

સ્વર્ગેથી ક્ષણમાં પડી નવ ટકી ભૂલોકમાં ગંગ આ,
કૈલાસે વસતા સદાશિવ વળી જો લિંગ દેહે પડ્યા;
સંત્રે શ્રીપતિ દેહ શેષ જલમાં પાષાણ શા તે થયા !
કોપે દૈવ તદા ન દૈવત રહે મોટાય છોટા બને.

ધાર્યું દૈવત દૈવનું સર કરૂં ગ્રીષ્મે કરૂં માવઠું,
પાણીથી વિખુટાં કરૂં જલચરો ઊંધી કરૂં સૃષ્ટિ હું;
પા'ડો ત્યાં જલ ને જલે ગિરિતણું રે'ઠાણ રાખું ભલું,
લાગે દુર્ઘટ એ હવે ખરૂં કાં હું ગુર્જરી ના ગ્રહું.

તોલાતાં તુલના સમી ગતિ થઇ વાયે ઉડી હું ગયો,
ભારે ભાર હતો દિલે મદ તણો, તેયે સરી સૌ ગયો;
સુકાં પર્ણ સમો ખરી ઝટ ગયો અંગો બળે તાપમાં,
બાકી છે કચરાવવું પગ તળે ના અંગમાં રંગ છે.

મારા સેવકો પણ તજી ગયા. તજે જ ને ?

લક્ષ્મીતણા કલરવે જગ આ તણાયે,
સંબંધ તો જર તણો જગમાં મનાયે;
જ્યાં બંધ સાંકળતણો તડ તૂટી જાયે,
ત્યાં નાવ દૂર સરતું તટથી પલાયે.

(નિશ્વાસ નાખી.) હશે–પણ આ કયું સ્થાન ! હાં–હાં. આ તો ગુર્જરીની વિહારવાટિકા ! અરેરે ! એની રમણીયતા મને મર્તવ્યતાના જડબામાં ઝોંકતી જાય છે. (સંતાપ થાય છે.) આજ મારૂં વિહારસ્થાન. એ જ મને આજે વિકારમય કરતું વિદારી રહ્યું છે.

અભિનવ ફૂલ જોતાં ફૂલ આંખે પડે છે;
સલિલ અનિલ વાતાં અંગ બાણે સોંદાગે;
કલિત લલિત નાદે કર્ણમાં વેહ થાયે,
વિપરિણમિત આજે સૃષ્ટિનો રંગ ભાસે !

(ઉગ્ર થતો.) વિચ્છેદ કરૂં ! વિધ્વંસું ! અયે ! હૃદયવિમર્દની ગુર્જરી ! લે મારા–[ કર્ણે મૃદુ સંગીત ધ્વનિ અથડાય છે ને કાળ અચકે છે. ]

સંગીત ! ! કલમધુરવ ! ! મારા શોકાર્ત પ્રલાપનું વિલસન ! ! ઉદ્દામિની ગુર્જરીનું મંજુલ કોકિલ કટાક્ષ ! અયે ! ઉદ્દામદર્પિણી ! તારા આનન્દચંદ્રને ગ્રસીશ એક જ ગ્રાસે. પ્રગલ્ભતાકવલિત આહ્લાદક આ તારી સૃષ્ટિને વિધ્વંસું છું નિમિષમાત્રે. સાવધાન ! સાવધાન ! મારાં અંગ માત્રને અગ્નિરૂપ કરી ફેંકું છું તારા ઉન્માદ મંદિરમાં.

**નિર્ભયતા**–(સકંપ) હાય ! હાય ! શું કરૂં !–ચેતાવું જઇ દેવીને. સાવધ રહેવા કહે એના પાલકને. (જાય છે.)

**ક્રોધ**–(જાગૃત થતો) કોણ સાદ કરે છે ! સુખ નિદ્રાનો ભંગ કરનાર પ્રગલ્ભિન્ ! આ જ્યોત્સ્નાનો પ્રકાશ માત્ર નથી, સાક્ષાત્ જ્વાળામુખી છે. કેવળ શાંત છે, જ્વલિત નથી એટલુંજ. સુણ્ય–

પાણી પડે ન ઘનથી, જલહીન શું તે ?
વિદ્યુત્ કદી ન ચમકે, કમજોર શું તે ?
જો નાગ દંશ નવ દે વિષહીન શું તે ?
અંગાર જો ન ચળકે ન શું બાળશે તે ?

**કાળ**–(ચમકતો સ્વગત) આ તો ક્રોધ. (પ્રકાશ) મદાન્ધ ! હજી ચક્ષુ-પટલ ખૂલ્યાં નથી ?

**ક્રોધ**–( ચમકતો પાછો હઠતો ) અયે ! સ્વામિન્ !

**કાળ**–(સકોપ) કાર્યવિમુખતા એ જ તારી સ્વામીસેવા ?

**ક્રોધ**–દેવ ! (નીચું જોય છે.)

**કાળ**–(હાથ પકડીને હલાવતાં) મૂઢ ! સ્વામીસેવા એને કહે છે કે જેથી–

ચરણ રણ ન છોડે પ્રાણ જો દેહ છાંડે,
શરણ શર ન લેતાં દંડ કોદંડ છોડી;
નર કર ખરતા યે ખડ્ગ હીણા હણાઇ,
તદપિ ન રણ છોડે દેહ છાંડે સવાઇ.

**ક્રોધ**–પરન્તુ, સ્વામી આટલું યે વિચારો.

ક્ષણ રણ નર છોડે ભીરૂ ના તે ગણાયે,
દિવસપતિય રાતે ક્ષેત્ર છોડી વિરામે;
પ્રબલ બલવતો જો શત્રુનો સાથ હોયે,
પળ રણ તજવું એ શાસ્ત્રનું વાક્ય ભાખે.

**કાળ**–વારૂ; સમય પુનઃ સંપ્રાપ્ત થયો છે, છતાં તું હજી નિદ્રા લે છે તેનું શું ? જો, જો, દૂર શું થાય છે તેનું ભાન છે ? ( બતાવે છે, દૂર એક મોહોલ્લામાં નાગરી ન્યાત ભોજન લે છે. )

**ક્રોધ**–હા, સ્વામિન્ !

બેઠા નાગર રંગરાગરસમાં શા માનમાં તાનમાં !!
જો, જો, ટીખળ નાગરી લચકતી નેનો નચાવી કરે:

મીઠાં વેણુ વદે, હસે, મદ ભરી કામી કટાક્ષે જુએ,
પૂરી ષડ્રસમાંય પ્રેમરસને મિષ્ટાન્ન લેવા મચી.

વળી,

કુંવારા નિજ કન્યકા નિરખવા, મોટા મોંઢાં બોલવાં,
વાંઢા દૃષ્ટિ વિલોભવા અહિં તહિં જોની રસે પીરસે;
" લો, લો, છે સમ લો, તમે નવડરો, હાં, હાં " તણો શોર છે,
મિષ્ટાન્ને મચતા ન લેશ ડરતા સૌ રંગમાં છે મચ્યા.

તેમ જ,

પેર્યાં ભૂષણ જે ઘણાં ચળકતાં પીતાંબરાં શોભતાં,
એમાં તેજ સુદીપ્ત દીપકતણું શોભાવતું વાનને;
તેમાંયે ચમકે કીકી નયનની શોભે ઘણા ચંદ્રયે,
જાણું જે વિધુલોક ભૂતલ ગયો શોભા નથી કૈં ઉણી.

**કાળ**–કર્ણે કંઈ સંભળાય છે ?

**ક્રોધ**–હા–

સુણાયે છે મીઠાં ખણખણ થતાં કંકણ કરે,
મુખે મૂકે જ્યારે કવલ મદમાતી કમલ શા !
સખી સંગે બેસી પિયુહૃદય કટાક્ષે નિરખતી,
કૂજંતી આકર્ષે પિયુહૃદયને કંકણ રવે.

**કાળ**–(સકોપ) અરે ! મૂર્ખ ! મોહવશ થતો તું કેવળ સ્ત્રીઓના અભિનય જ નિહાળી રહ્યો છે !! જે કાર્ય કરવાનું છે તેની દિશા બતાવું છું છતાંય તું જોતો નથી !

**ક્રોધ**–જુઓ ! જુઓ ! સ્વામિન્ !

જુઓ અર્પે મીઠાં હૃદયસરપીયૂષ નયને,
પતિ જ્યારે આવે વિવિધ રસ વાની પીરસવા;
કુંવારાં જોડાનાં ઝટ નયન નીચાં ઢળી જતાં,
અનેરી આશાઓ નિમિષમિષમાં તે દરશતાં.

**કાળ**–અયે મૂઢાત્મન્! વિપ્રલોભાતો તું મારી વજ્ર મુષ્ટિના જ પ્રહારને યોગ્ય છે. સમય જોતો નથી, કાર્ય સમજતો નથી, દિશા દેખતો નથી, કર્ણ ખોલતો નથી, તો એકવાર શિક્ષા ભોગવી લે.

નહિં મૂઢ જાણે જુએ ગૂઢ શું છે,
સમો તે ન ભાળે મથે આપમાં તે;
ગદા પાટુના મારથી તોલ થાયે,
તદા બુદ્ધ તે મૂઢની શુદ્ધ થાયે;
અહિં ન્યાય બીજો દમું દર્દ સીઝયો,
તજાવું સવાયું અભિમાન તારૂં;
પ્રજાળે તુંને બંસરી સ્ત્રી બજાવે,
બની રાંકડો બાપડો ભાર તાણે.

ઇર્ષ્યા! ઇર્ષ્યા!

**ઇર્ષ્યા**–(આવીને) મહારાજ!

**કાળ**–ઇર્ષ્યા! જો. અને સૂણ્ય. તારો શત્રુ ગુર્જરીને ઉલ્લાસવા કવિતા ગાઇ રહ્યો છે. આ વખતની કાર્યધુરા તને સોંપું છું. આ મૂઢને તારી સાથે લઇ જા અને એના પ્રમાદશીલ કાર્યની શિક્ષાને અંગે તારા અનુચર તરીકે તેની પાસે કાર્ય કરાવ. એટલામાં હું મારૂં કાર્ય સમેટી ત્યાં આવું છું. (જાય છે.)

**ઇર્ષ્યા**–(સ્વગત) હાઆઆશ. પ્રભુએ મારી અભિલાષા પૂર્ણ કરી ખરી–(ક્રોધને) અન્ધ! તારૂં પરીયાનું પાણી ગયું. હતું તારૂં તે હવે મારૂં થયું. જા. આજ્ઞા કરૂં છું કવિની ચિકિત્સા કર, અને સૂચના કરૂં કે તારા કાર્યનો આરંભ કર.

**ક્રોધ**–લગામ પાછી મારા હાથમાં આવવા દે પછી જોઈ લે તું.

**ઈર્ષ્યા**–(હસતી) હા. હા. હા. સ્ત્રીબળને હજુયે ના પીછાણ્યું–જો, સર્વત્ર સ્ત્રીશક્તિ કેવી પ્રસરી રહી છે?

પૂજાયે શ્રી ઘરઘર રહી, વિષ્ણુને પૂજતું કો,
પામ્યા દેવો અમૃતરસને મોહિની રૂપથી જો;
આદ્યા દેવી ભુજબળથકી દાનવો દેવ જીત્યા,
જ્યાં ત્યાં જો, જો, નજર કરતું સ્ત્રીતણું રાજ્ય ચાલે.

વે'વારે છે વિવિધવળની વાત ના સ્ત્રી વિનાની,
માતા દેતી જનમ જનને, ભાગ્ય જોતી વિધાત્રી;
ધર્મે પુણ્યે સ્થળ સરવમાં શાસ્ત્રમાં સ્ત્રી કથી છે,
સંસારે ના નર રસ લહે સ્ત્રી વિના શુષ્ક દેખે.

**ક્રોધ**–તારી સાથે ક્ષણભર વાત કરવા રહેવું એમાં પણ હું નાલાયકી સમજું છું. (જાય છે.)

**ઇર્ષ્યા**–(પાછળ જોતી) મૂઢ! હાર્યો તોયે વળ નથી મૂકતો. (કાને અવાજ આવતાં તે બાજુ જોય છે.) ઓહો! અહિં તો ગાવાનું જારી જ છે! (અંતરમાં બળતી) એ રસભર ગાય છે ને મારા કર્ણમાં તે શરસમ ભોંકાય છે.

[નાગરી ન્યાત જમે છે. વચ્ચે ઓટલાપર બેસી પ્રેમાનંદ નાગરસ્ત્રી અને પુરૂષોના ખાસ આગ્રહથી મામેરાંનો એક ભાગ ગાતા દેખાય છે. સર્વ એક ચિત્તે સાંભળે છે અને જમતા જાય છે:]

\+ \+ \+

**પ્રેમાનંદ**– \+ \+ \+

ગંગાવહુને ગજીયણી સાડી સુન્દર વહુને સાળુજી,
ગોરે અંગે સુંદર શોભે માંહે કપડું કાળુંજી;
છબીલી વહુને છાયલ ભારે ભાત્યને રાતી ઘોળીજી,
કોડવહુને કલઘેર આપી પ્રેમવહુને પટોળીજી;

રામકુંવરને, કૃષ્ણકુંવરને આપ્યા ઉત્તમ ઘાટજી,
છેલવહુને છીંટ જ આપી નહાની વહુને નાટજી;
પાનવહુને પીતાંબર આપે તાકે બચીબાઇજી,
લક્ષ્મીવહુને..................................

**માનકુંવર**–(મોટેથી) અરે બચી! આ તો તારૂં નામ આવ્યું હોં કે!

**બચીબાઇ**–આવેસ્તો. તે લે, અમે તે કાંઇ જે તે છીએ? [ પાપડી મોંમાં મૂકે છે ]

**પ્રેમાનંદ**–( આગળ બોલતા ગાતા રહે છે. )

લક્ષ્મીવહુને લાછાવહુને લાલવહુને પટોળુંજી,
જશમાદે જશોદા જીવી, જમુના જાનકી વહુએજી,
ચરણાં ચોળી ને ઘરસાડી પહેરી ઉભાં સહુએજી,
માનબાઇ ને વેલવહુ............................

**બચીબાઇ**–લે માનકુંવર! તારા કોડે પૂરા કર. મૂક હેઠાં તારાં છૈયાં ને પહેર જુનાં કાઢી નવાં.

**પ્રેમાનંદ**–[હસતા આગળ ચલાવે છે.]

છાબની પાસે છબીલો બેઠા, જે જોઇએ તે આપેજી
મશરૂ ગજિયાં ને ગજિયાણી ગજ ભરીને કાપેજી;
પાટ પીતાંબર અતલસ અંબર, ચોળેરા ને ચીરજી,
શોભે સુંદર ભાત્ય નવરંગી પૂતળીયો ને હીરજી.
સાડી જરકશિની ઓઢણી ચળકે સુંદર જોરજી,
કેસર છાંટયાં ઘોળા સાળુ ફરતી કસબી કોરજી.
ચંદ્રકળા ને મોરવિ શોભે દરિઆઇમાં દોરજી,
અતલસ પાંચ પટા આભૂષણ સોના રૂપા મહોરજી.

\+ + + +

**માનકુંવર**–અલિ! કમળા! તારા બાપે તારા સીમન્તમાં આવું કંઇ આપેલું કે?

**કમળા**–[સેવ હાથમાં રાખી બોલે છે] બા, અમે તો ગરીબ માણસ. કંઇ તમારી તોલે તે અવાય? ક્યાં તમે ને ક્યાં અમે?

**બચીબાઇ**–ઓહોહોહો–એમાં તે શું. કાં તારા બાપે નરસિંહની માફક ભગવાનને ભજ્યા નહિ? તનેય એવું મળત. [કરકરવડી કટર કટર ખાય છે.]

**પ્રેમાનંદ**—

વળણ

ઓળે બાળક જાણે કાંઈ આપે, મનવાંછિત પામ્યાં સહૂ,
સાસરિયાનું મેણું ટળ્યું; પીયર પનોતી કુંવરવહૂ.

**ઈર્ષ્યા**–(સ્વ) કેવા મૂર્ખ! મીઠી મશ્કરી કવિ કરે છે. મૂઢ ન સમજતાં હસે છે. નારીવશ મરદો નર મટી ખર થવામાં જ યોગ્યતા માને છે શું? સ્ત્રીઓને ગાવાનાં ગીતો મળે છે!! કવિ વળી તેને માટે કવિતા કરે છે. આમ કવિ ગુર્જરીને પ્રસન્ન કરે છે ને ઉદર ભરે છે. આહ! આ કેમ ખમાય! ગુર્જરી શણગારાઇ ઉભી આનન્દ લે છે, સાથે સરલતા ને વિશુદ્ધતા જોડમાં ઉભાં મન્દ સ્મિત કરે છે!!! આ કેમ જોવાય ને કેમ સહેવાય? અહિં સ્ત્રી પુરૂષો આનન્દમાં વિલસે છે, ખાય છે, સાંભળે છે, ફરે છે, ને મોજ કરે છે? ના, ના, હવે ક્ષણ પણ થોભીશ નહિ. નથી મારે લોભ કે મોહનું કામ. હું એકલી જાતે જ મારો હાથ બતાવીશ.

**બચીબાઇ**—અલી! કવિયે નામે ઠીક શોધી કાઢ્યાં છે હો! ને વળી છબીલી વહુ ને છાયલ, ને પ્રેમવહુને પટોળું, એ બધું કેવું મઝાનું લાગે છે!!

**કમળા**–શાબાશ, શાબાશ, કવિ! ઘણું જ સરસ બનાવ્યું છે હો!

**માનકુંવર**–અલી! તેં પહેલું જ સાંભળ્યું કે! મર મુઇ તું. કયે ખૂણે આટલા દિ ભરાઇ હતી? મેં તો ચોથીવારનું સાંભળ્યું.

**બચી**–અલી ! આ જલેબીમાંથી રસના ફુવારા ફુટે ને કવિના મ્હોમાંથી કવિતા ઝરે એ કેવું ?

( જલેબીનો કટકો મ્હોંમાં મૂકે છે. )

**માનકુંવર**–તો કવિ ! એવું કાંઈ બોલી નાંખોને ! કંઇક નવું જ !

**બચી**–હા, હા, કવિ ! કંઇક નવું જ બોલો.

**કમળા**–અલિ ! આપણી આ ન્યાત કેવી દેખાતી હશે ?

**બચી**–પૂછ કવિને !

**માનકુંવર**–કવિ ! તો તો અમારી ન્યાતપર કવિતા બોલોને !

**પ્રેમાનંદ**–બ્હેનો ! હું કંઇ શીઘ્ર કવિ નથી. છતાં આ પ્રસંગે મેં એકાદ વખત આવું કંઇ રચેલું છે તે બોલું છું.

[ કવિ ગાય છે ને બધાં એક ચિત્તે સાંભળે છે. ]

લાજે, ખીલે, કુસુમકલિકા, રંગમાં છે પ્રગલ્ભા,
ફેલાયે છે સુરભિમધુરા, લ્હેરમાં સ્વાદ લેતાં;
ગુંજે કેવા ભ્રમર ભમતા ! સ્વાદ દેવા, ન લેવા,
ગુંથે જાણે સુમનશર શું ? પુષ્પની માલ રમ્યા !!!

આવે જાયે યુવકગણ આ દીસતા શા તરંગો ?
મીઠાં મીઠાં ગણગણ કરે પ્રેમદા પંખી વૃંદો:
ચંદ્રિકાથી ચકચક થતી દીસતી પંચરંગી,
જાણે વ્હેતી રસસલિલની આ સરિતા રસીલા !!

અને,

રૂદ્રે જ્યારે મદનદમને, અગ્નિની જ્વાળ ફેંકી,
નાડી રેખા રજનીકરની મિત્રશોકે તપી'તી;
આવી આજે રસસરિતમાં સ્નાનથી શાંત થાવા,
આસ્વાદે છે કલકલ કરી શોકમુક્તા ચતુરા.

વળી,

તારા દીસે ચકચક થતા ચંદ્રની આવલીઓ !
અંગે ઓપે તડિતસમશાં આ ઘરેણાં અનેરાં ! !
વિશ્વામિત્રે ભુવન રચ્યૌં વાકય એ સાવ ખોટું,
કીધાં વિશ્વો બહુલ બહુલાં સાખ આ અલ્પ તેની.

**બચી**–શાબાશ, શાબાશ, કવિ ! હદ કરી દીધી હો.

**માનકુંવર**–કવિ ! ગામેરાં જેવું બીજું કંઈ આવું ફક્કડ ન બનાવો ?

**બચી**–તે લે. કવિ તે વળી કે'દાડે ના કે' છે જે ? આપણે મન રસોઇ કરવી ને કવિને મન કવિતા કરવી; કેમ ! કમળા ! ખરૂંને ?

**કમળા**–થાવા દો, થાવા દો, કવિરાજ ! આ ભાયડાઓ કંઈ નહિ આપે તો અમે અમારા પલ્લામાંથી ય દેશું. પણ એક ફક્કડ લખી નાખો. કેમ બચી ? ખરૂં કહું છું ને ?

[ દૂર પીરસનારા પાસે આવતા જણાય છે.
પૂરી, ફરસીપુરી ભજીયાં વગેરેની બૂમ પડે છે. ]

**બચી**–હાસ્તો. આપણે બધીયે ભેગી થઈ જઇએ તો પછી એમનું ચાલેય શું ?

**પ્રેમાનંદ**–બહેનો, પૈસાની મને ભૂખ નથી. હું ઉપાસક સરસ્વતીનો છું. રસવતી ગુર્જરીનો સેવક છું. ચિન્તા એક જ છે. હું લખું છું ને મારા નાગરબન્ધુઓનો જીવ બળે છે.

[ ડાહ્યાભાઈ દાળ પીરસતો પાસે આવે છે તે સાંભળી અચકી ઉભો રહે છે. ]

**માનકુંવર**–તે છોને ન સાંભળે. અમે છીએ કની ? તમે તમારે લખો ને અમને સંભળાવો.

**ડાહ્યાભાઇ**–[વચ્ચે બોલે છે ] માનકુંવરબેન ! સાંભળવું તો અમનેય ગમે છે. પણ કવિ આપણી ન્યાતપર ટીકા કરે છે તેનું કેમ ? એ આપણાં છોડીયાં ફાડે ને આપણે શાબાશ, શાબાશ, કહી

સહન કરવું? જુઓની, એમને જરાય આચકો આવે છે? કહે છે કે 'ઠગ નાગર કહે થયું માવડું; ગાગરડી સાટે નાગરડી;' વગેરે, વગેરે. એ ખમાય ખરૂં કે?

**માનકુંવર**–[ઢોકળાંનો કટકો મ્હોમાં મૂકતી] ઓહોહોહોહોહો–હો. દોઢ ડાહ્યાભાઇ! તમે તો મુરખ છો. એ તો રસોઇમાં લીલાંછમ આદુમરચાં અને તમતમાં મરી ને તજ લવંગનો વઘાર હોય ત્યારે જ સડાકો બોલેને ખાવાની મઝા આવે. કેમ બચી! ખરૂં કની? છતાંય એમને આપણા ચણીયા, ચોળી કે કાંચળી ને ઘરસાડી પહેરી લટક મટક ગીતો ગાવાં હોય તો એમને મનગમતી કવિતા કરાવે કેમ? એમાં શું?

**વિજયાનંદ**–[આવીને હસતાં] અરે વાતો પછી. એકવાર ઉડાવો આ ફરફરતી ફરસીપૂરી. (ઝપ દઇને મૂકી દે છે.)

**માનકુંવર**–વાહ રે વાહ. આ અમને ચપ દઇને મૂકી દીધી તે મૂકવી'તીને આ તમારાં ને. (બચીને બતાવે છે) ક્યારનાં હાથ જોડીને બેઠાં છે તે.

**વિજયાનંદ**–કેમ ડાહ્યા! શી ઝમાવી છે, હેં?

**ડાહ્યા૦**–ભાઇ જોને! આપણે કહ્યું કે કવિ ભલે કવિતા કરે પણ આપણી ન્યાતપર ટીકા ન કરે એટલે આમણે એમની બૈરાંગીરી ચલાવી. આ એ જ, બીજું કંઇ નહિ.

**વિજયા૦**–કેમ! માનકુંવરબેન! આ ડાહ્યો શું ખોટું કે'છે?

**માનકુંવર**–હરખાના ભાઇ પરખા. બચી! આ તારા ઘરવાળા આવ્યા. જરા એમને તીખી તમતમાટ રસોઇ કરતાં શીખવ. બાપડા સાવ મોળા મચક છે.

**ડાહ્યા૦**–તે તમારે તો ભાતમાંય આદુમરચાં નાખવાં હશે કેમ! જરા સમજો. ટીકા બીજાપર થાય. પૈસા આપે તેનાપર ના થાય.

સમજ્યાં ? ને વળી કવિ તમને જ કવિતામાં ખાસડાં મારે છે તેનું ય તમને ક્યાં ભાન છે ?

**માનકુંવર**–હા, હા, ખાશું ખાશું, ખાસડાં ય ખાશું ને કવિતા ય ગાશું. તેમાં તમારે શું ? તમારા પગમાં કાંટા ખૂંચતા હોય તો બેસો સટાક ચોરે ન થાવ વેદિયા ઢોર.

**પ્રેમાનંદ**–બ્હેનો ! મને મોસાળું ગાવા બોલાવ્યો છે. મારા આવવાથી આ કંકાસ ને નિંદા થાય એ હું ઇચ્છતો નથી.

**નર્મદા૦**–તે ના, ના, કવિ ! આ ભાયડાઓને તો આટઆટલી લાંબી પહોળી ન સંભળાવીયે કેની તો તો થાપે માથાપર છાણાં. હં, એ તો આડે લાકડે આડો વ્હેર.

**ડાહ્યા૦**–વિજય ! પ્રેમશંકર ! ચતુર ! (બધા પાસે આવે છે) અત્યારે ને અત્યારે ઠરાવ કરો કે કવિને કોઇએ મોસાળું ગાવા તેડવો નહિ. જ્યાંસુધી આપણાં વખાણ કરવાનું વચન ન આપે ત્યાં સુધી. આમ તેમ ગાઇ ગાઇ આપણી બાયડીઓને ફટાવી મૂકવાની—

**અચી૦**–બસ, બાયડીઓની સામું કંઇ પણ બોલ્યા તો તમારી વાત તમે જાણી, હા.

**ડાહ્યા૦**–તો એની પાસ સોગન લેવડાવો કે આપણું ભુંડું કદી ન બોલે. સારૂં લખે. વખાણ કરે, ને આપણાં નામ અમર કરે.

**દામોદર૦**–તો કવિ ! એમ કરો ને ! એમાં તમારા બાપનું શું જાય છે ? એમ કરો તો તમને એક નવું ઘર બંધાવી દઇએ.

**પ્રેમાનંદ**–(ઉભો થતો હાથ જોડી.) નાગરબન્ધુઓ ! લોભ, લાલચ કે લક્ષ્મીનો હું ગુલામ નથી. સ્વતંત્રતાનો ઉપાસક છું. ગુર્જરીનો સેવક છું. સ્વાભાવિકતાનો સંવાહક છું. પ્રાકૃતિક અને માનુષિક સ્વભાવનું યથાતથા આલેખન કરવું એ કવિનું કર્તવ્ય હું કદી ભૂલું એમ નથી. તમારૂં જે લખાયું છે તેમાં દ્વેષબુદ્ધિ કે દુષ્ટ ભાવનો અંશ પણ નથી. જે છે તે લખ્યું છે. બીજાનું લખું છું તેવું જ તમારૂં લખું છું. મારા પૂજ્ય કવીશ્વર નરસિંહ મહેતાને જેટલાં

દુઃખ પડયાં, જેવો ભાવ તેમની પ્રતિ તેમના બંધુઓએ બતાવ્યો છે તેવો આલેખ્યો છે. તમને તે ખૂચતું હોય તો ભલે. હું ખુશામતખોર, પિંડપોષક ભિક્ષુક નથી. આપને રૂચે કે ન રૂચે પણ આવું જ લખાશે. ને ફેરવાશે નહિ.

**માનકુંવર**–બરાબર છે. લખેલું ન જ ફેરવવું. જોઇએ છીએ આ ભાયડાઓ શું કરે છે તે! એમની ચાવી તો આ આમ અમારા હાથમાં છે.

**ડાહ્યા૦**–( તોરમાં ) છોકરાઓ! મૂકી દો પીરસવું. ચાલો ઘેર.

**માનકુંવર**–જાઓને આ રસ્તો. અહિં કોને પડી છે તે, પણ યાદ રાખજો અમે રીસાયાં તો કાલ તમે ખાશો ધૂળ ને ઢેફાં.

**પ્રેમાનંદ**–( ઉભો થતો હાથ જોડી ) નહિ નહિ, બહેનો! ભૂલ કરો છો! તમારો માંહ્યોમાંહ્યનો સંબંધ આમ બગડે એ સારૂં નથી. બચીબાઇ–માનકુંવર! સ્ત્રીઓનો આ ધર્મ નથી. જુઓ,

નિજપતિરતિ છાંડી કલેશ કંકાસ સાધે,
શુભદિન નવ જુએ નાર સંસારમાં આ;
કુમુદ મુદિત થાતી પંકમાં તો રહે છે,
પરિમલ નવ છાંડે પંક–દુર્ગંધમાંયે.

**ડાહ્યા૦**–વિજયાનંદ! જો, જો, સાંભળ. આ ભટ કવિ આમ જ બાયડીઓને મ્હોંએ ચઢાવી રહ્યો છે. વાર, કહું છું, એને વાર, નહિ તો આજે મારે હાથે કંઈક નવનું તેર થઈ જશે હો!

**કમળા**–કવિને હવે કાંઈએ કહેશો તો જમતાં ઉઠી અમે ચાલ્યાં જ જઇશું.

**ડાહ્યા૦**–જેને જવું હોય તેને માટે દસ ગજ રસ્તો પહોળો છે. આ પડયો. જાઓ, જાઓ. જેને જવું હોય તે જાઓ.

**ચકોર૦**–હા, હા, બરાબર છે. એના માથાના નહિ થાઓ ત્યાંસુધી એ તમને ઉભા ઉભા નાચ નચાવશે.

**અચી૦**-કોણ, એ વાંદા બોલ્યા કે ? માથે છાણાં થાપનારી નથી મળી તેથી કે ? સમજો કે માથાના વાળ ઉખેડનારી મળી તો આ તમરી અવરી નીકળશે તે.

**માંન૦**-ચાલ, અચી, આજે આપણેય હાથ બતાવી દઇએ. ચાલ-ઉઠ, ઉઠ, કમળા, ઉઠો, ઉઠો.

( બધી સ્ત્રીઓમાં ઘણી ઉભી થઇ જાય છે. )

**પ્રેમાનંદ**-શાંત, શાંત, બહેનો ! આવું ન ઘટે, હું જ જાઉં છું.

**ડાહ્યા૦**-સગુર, ચકોર ! કવિની ચોટી પકડી જનોઇ પકડાવી સોગન લેવડાવ કે ફરીથી આપણી વિરૂદ્ધ કંઇ પણ ન લખે.

**પ્રેમાનંદ**-ઓ મૂર્ખ નાગર ! તમારે મુખ છે, મારે કલમ છે. તમારા મગજમાં ખુમારી છે, મારા મગજમાંય ઉછળતો પ્રવાહ છે. તમારૂં કરેલું આ જ જમાનો જાણશે. મારૂં કરેલું અનંતકાળ રહેશે. તમારો આ જાતિસ્વભાવ સકલ વિશ્વને જાણતો રહે એવું હું કરીશ. સત્યને સત્યસ્વરૂપમાં બતાવવું એમાં મારો જરાય દોષ નથી. તેમ જ કરીશ. તમારાથી થાય તે કરી લેજો.

[ જવા માંડે છે. સામેથી કેશવલાલ આવે છે.]

**ચકોર૨૦**-ગુફામાં રહેવું ને સિંહ સાથે બાથ ભીડવી એ સારૂં નથી.

**પ્રેમશંકર**-પુરાણી સાથે ફાવ્યો છે કેમકે તેઓ ભટ બામણ છે. અમે એવા ભટીઆ નથી. સમજ્યો ! તારા પોથાંની દાણેદાણ કરી ફુરચા ઉડાવી દેશું, હા.

**પ્રેમાનંદ૦**-મને તમારી પરવા નથી. [ ચાલવા માંડે છે. કેશવલાલ આવી અટકાવે છે. ]

**કેશવલાલ૦**-શું છે ? શું છે ? લડો છો કેમ ? અલ્યા ડાહ્યા ! અલ્યા ડાહ્યા ! આ શું કે'વાય ? ભણ્યો પણ ગણ્યો નહિ. આમ આવ્ય. [આઘો લઇ જઇ કંઇ કહે છે. પછી મોટેથી.] મુરખા ! આવા બુદ્ધિશાલી, સુશીલ કવીશ્વરનું અપમાન કરે છે ? એટલુંય સમજતો નથી ? આવા કવિ છે કયાં ? બહેનો ! બેસી જાઓ !

નિરાંતે જમો. એ તો ડાચો હજી નાદાન છે. કવિરાજ ! બિરાજો શાંત થાઓ. અલ્યા ! દોડય. કવિરાજને માટે ઠંડું જળ લાવ્ય.

**પ્રેમાનંદ**–ભાઇ ! મારે જળ નથી જોઇતું. મને જવા દો.

**કેશવલાલ**–અરે, એમ તે કંઈ થાય ! તમે તો અમારા શિરછત્ર છો. આ મૂર્ખાઓ સમજતા નથી. તમે સુજ્ઞ થઇ એના જેવા ક્યાં થાઓ છો ?

**માનકુંવર**–(લાજ કાઢતી) તે કાકાજી ! કવિને શું ? આમને કહોને ! અમારે ગાવાનાં ગીતો કવિ પાસે અમે લખાવીએ તેમાં એમના પેટમાં જુઓને ઉનાંઉનાં ભજીયાં તળાય છે તે. અમે તો કંઇએ એમના કામમાં આડે આવતાં નથી.

**કેશવલાલ**–ચાલો, ફડચો કરૂં. ડાહ્યા કવિની માફી માગ્ય. કાલે તારે ત્યાં તારી રામવાડીમાં જમાડ, દક્ષિણા આપ ને પગે લાગ્ય.

**પ્રેમાનંદ**–નહિ, નહિ ભાઇ, એવું હું નથી ઇચ્છતો. કહ્યું છે કે,

જે ભૂલ જોય દિલમાં નિજ દોષ દેખે,
તાપે બળે હૃદયમાં નવ દંડ તેને;
'બાળી ઘણી કુમુદ મેં' નિજ દોષથી એ
સંધ્યાસ્ત મંદ રવિને, નવ ચંદ દંડે.

**કેશવલાલ**–કવિ ! હું તમારા કરતાં મોટો છું. ઘયડો છું. મારૂં માન રાખવું જ પડશે. કાલ સવારના જરૂર પધારજો. હું યે આવીશ. (મનાવે છે. ગળે હાથ મૂકે છે) ના, ના, મારા સમ. બોલે જ નહિ. ના, કવિ ! હવે તો બોલવું જ નહિ. બસ આવવું જ. (અતિ આગ્રહ કરે છે.) નહિ, બસ આવવું જ પડશે. બોલો, ભાઇઓ ! હર હર મહાદેવ ! ચાલો પીરસવા માંડો. ચાલો. હર હર મહાદેવ. (બધા બોલે છે.)

**માનકુંવર**–[ધીમેથી] કેમ બચી ! તીખાં તમતમાં ચોપડીએ નહિ તો ઠેકાણે આવે કે ?

[ભાત વગેરે પીરસાય છે. માંહ્ય માંહ્ય વાતો ધીમી થાય છે. પ્રેમાનંદ જાય છે. ]

**ઇર્ષ્યા**–[પ્રત્યક્ષ થતી] કામ આમ થાય છે. સ્ત્રીના હાથમાં લગામ કે સમજ, કામ થાય તમામ.

**ક્રોધ**–[ મૂછમાં હસતો ] પરિણામ જણાય પછી જોજે કેવો રહે છે તારો દમામ.

**ઇર્ષ્યા**–રાત જમી રહી. વિવાદમાં પ્રભાત થયું. મેં મારૂં શરૂ કર્યું છે આ નાગરના હૃદયમાં કીટરૂપ બની. હવે સળગાવ હોળી તું આ કવિના હૃદયમાં. જો, જો, એવી એવી યોજનાઓ ગોઠવાવું છું કે પલેપલ કવિને ઉશ્કેરવા તને પ્રસંગ મળે. ચૂક્યો છે તો ભોગવવું ભારે થશે. (બતાવે છે.) જો, આ ચાલ્યા યુક્તિ મુજબ નાગરો કવિને છળવા. (હસતી) દેખાય છે એમનાં હૃદય ભડભડ બળતાં લાલ રંગે ઓપતાં—

રંગાયો રવિ રાગથી રગરગે શું પદ્મના રાગથી !
ના, ના, એ રજનીતણાં ઝરપનાં રક્તાશ્રુના રંગ છે;
ને આ આગરૂપે થયા શું દહતા આ નાગરોને હવે !
બાળું એમ હવે બધાં હૃદય આ શો આગનો રંગ છે.

[અદૃશ્ય થાય છે. ચાર પાંચ નાગરો જતા દેખાય છે]

**ડાહ્યા૦**–બળી રહ્યાં છું. શાંત ત્યારે જ થઇશ જ્યારે એ ભૂખે ટળ-વળતો, અફસોસ, કરતો માફી માગવા પગે પડતો આવશે.

**ચકોર૦**–આજે એ જનમની ખો ભૂલશે, જુઓ કહ્યું છે કે,

ઊંચે ચઢે તે પડતો સદાયે,
કૂદે ઘણો તે પડશે ફસાઈ;
છે નમ્ર તો ભાનુ ચઢયો રહે છે,
મધ્યાહ્નથી તેહ નીચે પડે છે.

[વાતો કરતો જાય છે.]

**ક્રોધ**–( અદશ્ય ઇર્ષ્યા પ્રતિ જોય છે. ) પ્રમદા બુદ્ધિ ફ્હાનિએ. સમજે છે કે જગ જીતી. ખબર નથી એ અભિમાનિનીને કે આ કવિ તે કવિ જ છે; એની સાથે બાથ ભીડવી એટલે બરફથી ઢંકાયલા હિમાલયનાં બરફ ઉચેલવાં. મારે શું ? એને પાને પડ્યો છું. નભાવી લેવું. [ નજર રસ્તાપર પડતાં ] આ...આ...જાય છે કવીશ્વર. અહા ! કેવી શાંત નિર્મળી મૂર્તિ !

વ્હેતી શાંત કહું નદી જલભરી દીસે તરંગો નહિ !
ગંભીરો જલધિ પ્રસાદ ભર આ ? ક્ષારે ભરેલો નથી !
ઉગ્યો ચંદ્ર કહું અહિં રસિક આ તો રાત્રિ દીસે નહિ,
શોધું તોય જડે ન એક ઉપમા શું કલ્પના છે ખૂટી ! ! !

લીધાં કૈં અપમાન તોય ન ગણે દીક્ષા વશિષ્ઠે દીધી ?
એનાં એ હૃદયે વસું ક્યમ કરી કૈં છિદ્ર લાધે નહિં.
જેનું રક્ત વહે નસે, શિરપરે છે સૂર્યનો તાપ આ,
હું એ છું અતિ ઉગ્ર દેહ દમતો તો એ રહે શાંત આ.

[ વિચાર કરતો ]

દુર્વાસા સમ કૈંક મેં ઋષિવરો નીચા નમાવી દીધા,
મોટા સાગર કૈંક એક પલમાં બાળી કર્યાં શુષ્ક મેં;
દેવોના પ્રભુ રૂદ્રદેવ પણ મેં રોળ્યા રણે રીસમાં,
એવો હું બલવાન તોય પડતો ઝાંખો કવિ આગળે.

છતાં જોઇશ, જોઇશ, આજે પૂર્ણ સ્વરૂપમાં આવી મારી તમામ શક્તિનો આવિર્ભાવ કરીશ. આવ. આવ, કવીશ્વર ! આવ. જગતના રણક્ષેત્રમાં તું છે ને હું. ખેલ ચોપટના દાવ, જગત સહસ્ર ચક્ષુદ્વારા નિરીક્ષવા ઉભું છે આપણું દ્વંદ્વયુદ્ધ—

[ **જાય છે. પ્રેમાનંદ શિષ્યસહ રસ્તેથી જતા દેખાય છે.** ]

**શિષ્ય**–ગુરૂવર્ય ! એ તો ઠીક પણ સ્વતંત્ર જ વસ્તુ ઉપજાવી સંસાર-સમાજનું દર્શન કરાવ્યું હોય તો ?

**પ્રેમાનંદ**–ખોટું કંઇ નથી. પૂર્વકવિઓએ ખેડેલું ઇતિહાસ–સાહિત્ય કાવ્યસ્વરૂપમાં મૂકી સ્વકલ્પનાને સ્થાન આપવું એ પ્રથમ કર્તવ્ય છે એમ હું માનું છું.

આ રત્નાકર રત્નથી ખચિત છે, ફેલાય છે શી પ્રભા !
છૂટાં તે જડવાં કલા સકલથી દેખાય શાં ઓપતાં !
જે છે પૂર્વજનું કરો ચમકતું રાખો ઘણું શોભતું,
બીજું હાથ ધરો પછી નવનવું દાખો તમે શક્તિને.

વળી,

જુનાં મંદિર છે ઘણાં અવનવાં શોભા વધારો તમે.
રંગીલાં રસિકાં કરો પ્રથમ એ કારીગરી દાખવો;
વાડી પુષ્પમયી સુગંધ વહતી વાવો તમે હોંસથી,
જે છે તેહ પહેલું સુસ્થિત કરો બીજું ન શોધો તમે.

**શિષ્ય**–તો પછી વીરજીને કામાવતીની કથા કેમ લખવા દીધી ?

**પ્રેમાનંદ**–જેવો જેનો અધિકાર. તેમ જ બીજાઓએ સારી નથી લખી.

પોષો વૃક્ષ જુનાં કરો સુફલિતાં થોડાં નવાં વાવજો,
જુનામાં નવું કો કદી નવ કરે સર્વે નવું ના દીપે.
પામેલું તજવું નવું ઝડપવું; ખોવાય છે એમ બે,
ખોયાં પારધિએ હરિણુ સસલાં તેવું જશે આપણું.

**શિષ્ય**–[ આકાશ પ્રતિ જોતો ] કવિવર ! સૂર્ય ઘણું ચાલ્યો પણ આપણે તેનાથી હઠયા નથી. કેટલુંક દૂર જવાનું છે ?

**પ્રેમાનંદ**–શંકર ! ગુર્જરીનું ગૌરવ વિચારતાં સૂર્યદેવનું ગૌરવ આપણે ભૂલ્યા હો ! નીકળ્યા ત્યારે—

રાતો હતો રગરગે રગડેલ જાણે,
પ્રિયા ઉષા રજનીએ રમી કેશુડે શું !
ના, ના, વિયોગ વધતાં શશી દુઃખ પામ્યો,
રાતો હતો સુરજ એ અનુરાગ પામી.

ને હવે,

નાહ્યો જાણે વિમલસરમાં રાતના રાગ છોડી,
પામ્યો શુદ્ધિ પ્રખર કિરણે તેજના રંગ દાખી;
પ્રિયા સંગે મદનમદમાં ધર્મમાં ધર્મ સંગે,
રે'વું એવું કથન કરતો દેય છે શીખ સૌને.

ઊના તેજે અવિરત બળે કાર્ય તોએ ન ચૂકે,
ઉદયે મંડે ક્ષણ ન અટકે કાર્યમાં છે મચેલો;
પોષે પાળે જગત સરવે વિશ્વનો રાજવી એ,
જાતે જોતો જગત કરણી નોંધતો વિશ્વ પોથે.

**શિષ્ય**–જુઓ કવિરાજ !

લાંબા કરે નભરહી દૂરથી બતાવે,
આ ! વૃક્ષનાં જુથ જુદાં નવ રંગ દાખે;
ઉંચા ધ્વજા ફરફરી તમને નિમંત્રે,
મંત્રે ધ્રુજે પવનથી નભમાં શું ઉંચા ! !

**પ્રેમાનંદ**–શંકર ! કુદરતની રમણીયતાની અપૂર્વતા ભાળી છે ક્યાંય પણ ! ભયંકરતામાં ભવ્યતા. પ્રખરતામાં પ્રશમન, શાંતિમાં અલૌકિકતા, અદ્‌ભૂતતામાં સમતા આદિનાં સંમિલન કુદરતને દુષ્પ્રાપ્ય નથી.

અહિં,

નાઠો યુદ્ધ થકી વિશાળવટની ઝાડી તળે જો ગયો.
રાખ્યો સૈન્યતણો નિવાસ શિબિરમાં ધાડીવટામાં ભલો;
હાર્યો તોય હજી મદે મલપતો દર્શાવતો પોતને,
ઉંચો આ ધ્વજ અંધકાર કરતો; છોડે ન કો માનને !

અથવા આ વૃક્ષ નથી પણ,

તાપે સૂર્યતણા ઘણું તરફડે જે ચંદ્રથી ઝરતું'તું,
કાળું કૃષ્ણ થયું, સ્મરે મુખથકી, જો જો અવાજો સુણું;

જાણે આ સ્થલ-પંકજ ધ્વજ થકી જો દાખવે દુઃખને,
સંતાપાનલના જલે, ઉડુપને હંકારવાને મથે !

**શિષ્ય**–અરે ! પ્રભો ! વામાંગ ફરકે છે. કંઇક અનિષ્ટાપત્તિ ભાસે છે.

**પ્રેમાનંદ**–દૂર જવાનું નથી. સમીપ જ આવી પહોંચ્યા છીએ. જો,

કાળું બુન્દ સમું હતું પ્રથમ જે જાણે અજાણ્યા ન કો,
ન્હોતી આકૃતિ જેહની, રૂપમયી દીસે હવે આ ક્ષણે;
નાનાં આ ઝુંપડાં વળી ઘર નવાં જો સ્પષ્ટ દેખાય છે,
જાણે અણ્ડ કરી દ્વિધા સરજતો બ્રહ્મા નવી સૃષ્ટિ આ.

**શિષ્ય**–મહારાજ, શૂન્યતા આવકાર દઇ રહી છે. નિર્જનતા હસતી દેખાય છે. કેવળ પ્રભુની નિર્દોષ મુંગી ચેતન સૃષ્ટિ દેખું છું.

આ બચ્ચાં બકરીતણાં તડુકતાં ખોળે અહિં માતને,
આવે છે બહુ કૂકડીસહ અહિં આ કૂકડો તાનમાં;
પેલો શ્વાન ભસે પણે નવ ખસે જાણે મહાવીર છે !
ઉડે છે ચકલી ગ્રહી તણખલું કા ! કા ! કરે કાગડો !

**પ્રેમાનંદ**–વત્સ ! ખરૂં તો અવલોકવાનું અહિં છે. જો,

સીકામાં આ કલ કલ કરે જો ચણે કૂદતાં આ,
ખાતાં ભેગાં રમત રમતાં મેળ કેવો મઝે છે !
ચીંચીંચીંચીં ચકચક કરે મ્હાલતાં વ્હાલમાં આ,
આનંદે શું સકલ જગના દેહ એ છે ઘડાયા !

વળી,

ઉડે પાંખો ફડફડ કરે પુંછડીયે હલાવે,
જાણે સર્વે જગતભરનાં પાપને દૂર રાખે;
ઇચ્છે ના જે જળ સરિતનાં ધાન્યની જાત ઉંચી,
દેવે આપ્યું અમૃત ગણતાં પ્રેમનાં પૂતળાં એ.

**શિષ્ય**–કવિરાજ ! એ બધું ખરૂં. પણ શૂન્યતાભંગકારિણી નાગર કોકીલા કૂજતી નથી કે નથી મયૂરિકાના કેકારવ કે હંસગામિનીની મૂકગતિ.

**પ્રેમાનંદ**–ધારેથી પડપૂછ કર્યું.

**શિષ્ય**–શૂન્યતા તો બધિર હોય છે. અરે બાપ! એ બાપ! અત્ર નગર નિવાસીજનો કોઇ નથી શું ?

**બાઈ**–(આગળ આવીને) કોક આવ્યા હતા ખરા. પરમાનંદ તમે કે! કહ્યું છે એમણે કે અહિં ગોઠવાયું નથી તે ગોઠવ્યું છે સિદ્ધને વડલે. રાહ જોતા બેસવાના છે. આ રસ્તો આમથી આમ જાય છે એમ સીધા હેંડયા જાઓ. [જાય છે.]

**શિષ્ય**–શુકન શાસ્ત્ર સાવ ખોટું નથી. ઘેર ચાલો. આ કંઇ લોખંડના સળીયા નથી કે સિદ્ધને વડલે ચાલ્યા જવાય. જુઓને સૂર્યનો તાપે એવું જ કહે છે,

પ્રખર ખરત જોને તાપથી ઉષ્ણ ઝાઝાં,
કિરણ ચરણ બાળે શીષ જો આ તપાવે;
ગમન મન ન થાયે અંગ અંગે સીઝાયે,
જગત ગત વિદારી ભટ્ટી જો આ વધે છે.

**પ્રેમાનંદ**–અન્નલોભ કે ધનલોભનું ખેંચાણ અશ્વ પ્રતિબંધને યોગ્ય છે. મન રાખવું, મિત્રભાવ જાળવવા તો કષ્ટ યે વેઠવું. વળી આ પ્રસંગ અવનવો છે; સૂર્યના તાપે કોક દિ વેઠવા પડે. [ચાલે છે] જોને,

ઊભાં સદા તરુવરો તડકે તપે છે,
ઠંડાં થવા કિરણને બનતું કરે છે.
દે છાંયડી સરવને બળતાં બચાવે,
છે ઉત્તમા કૃતિ અહિં પ્રભુની પ્રભાની.

જો ક્ષેત્રપાલ તડકે તપતો રહે છે,
રક્ષા કરે બહુ રીતે તન તેલ કાઢી;
પોષે સદા જગતને દિલ સાફ રાખી,
તો અલ્પ વેઠ કરતાં દિલ કાં મુઝાવું !

**શિષ્ય**–કવિવર એ તો મન મનાવવાનાં. જુઓ નાગરોની અગ્નિી-
તતાથી જ સૂર્યની પ્રખરતા વધી. રૂદ્રનો પ્રલયાગ્નિએ લાજતો
હશે તેથી જ તે ન્હાસી ત્રિપુરારિના નયનપટલમાં ભરાયો
અને ક્રોધે રક્ત કરતો બાણાગ્રવાસી બની ત્રિપુર દહન કરવા
મથ્યો નહિં વારૂ ? મને તો લાગે છે કે આ ધૂલિકા આટલી
બધી સંતપ્ત થઇ છે મારા હૃદયના સંતાપથી, નહિં કે સૂર્યના
પ્રતાપથી.

**પ્રેમાનંદ**–એ તો જેવું ઘટાવીએ તેવું ઘટે જો.

આખું વિશ્વ વિરાટનું ઉદર છે આ સૂર્ય તેમાં વસે,
જાણે છે જઠરાગ્નિ સર્વ પચતો ખાધું શમાવે બધું;
બપ્પોરે બહુ કાર્યમાંય મચતો તેથી વધે ઉષ્ણતા,
રાતે તે વિરમે શમે સ્વપનમાં તેથી રહે શીતતા.

અને,

એ આંખ છે પ્રભુ તણી શીત ઉષ્ણ જાણે,
સંસારની નીરખવા કરણી થતી જે;
તે નીચ કે શુભ થતાં સઉ કર્મ દેખે,
નોંધાય છે પ્રભુતણા નિજ હાથથી એ.

**શિષ્ય**–એ નોંધાય છે પણ નાગરોનો છળ વિધિને પાને નોંધાતો
નથી. સુખપાલો આદિ વાહનોને ધૂલિ સંગ્રહસ્થાનમાં જ મૂકવાનાં
હશે ને! એમની યોજના કરવી એમને સૂઝી જ નહિં ને?

**પ્રેમાનંદઃ**—સ્વાર્થને અર્થે પરમાર્થ ઇચ્છવો શા માટે? હાડ પાંસળાં
આખાં છે. પછી તેમાં બીજાની કાં તમા રાખવી ? શંકર ! નિર્દોષ
મુંગાં પ્રાણીઓ પણ હાડમાંસ ને રૂધિરનાં જ બનેલાં છે હો !

બિચારાં વસેલાં વને ઝાડમાં જે,
હતાં મોદમાં રાનમાં તાનમાં જે;

ગુલામી કરાવી અહી અંધ બાંધી,
બનોછો ઋણી આપનો સ્વાર્થ સાંધી.

બપોરે તપેલાં તનું તાપમાં છે,
ઘણું હાંફતાં શ્વાસ લેતાં ધપે છે;
પડે પાટુ પેસે પરોણી શરીરે,
ખરે, આંખથી આંસુ એ કોણ જુએ !

ઉની ધૂલિ છે, વા ઉનો વાય છે જ્યાં,
ઉનાં અંગ છે દોડવાથી થયાં જ્યાં;
વહે ભાર બોજો મુખે ફીણ આવે,
પડે આખડે તોય કો ના બચાવે.

એશીને મ્હાલનારાઓને આ દશા વેઠી નથી તો તે જોવાનું ભાન જ ક્યાંથી હોય! તારૂં આથી સમાધાન ન થતું હોય તો જો પ્રત્યક્ષ આ શ્વાનની સ્થિતિ. જો કે એ તો છાંયડે પડયો છે, નથી તાપમાં એ દોડયો કે નથી એણે ભાર વહ્યો.

તાપે જો આ તરફડ થતો હાંફતો જીભ કાઢી,
લંબાવી બે પગ અવનીયે આગલા જો પડયો છે !
આંખો મીંચી હૃદયતલમાં શીતતા શોધતો શું !
કે સંતાવા પ્રલય સમ આ અગ્નિથી ઇચ્છતો શું ?

**શિષ્ય**–કવિરાજ ! આ સિદ્ધનું વડલું. જે સ્થાન છોડી અહિં આવ્યા તેથી ને આથી આપણી સ્થિતિ બદલાઇ લાગતી નથી. કેમ ! અહિં પણ શૂન્યતા જ મુખ વકાસી બેઠી લાગે છે ને ? મને તો લાગે છે કે તમારા યજમાન મહાશયો અહિં પણ નામ માત્રે વસે છે.

**પ્રેમાનંદ**–ભાવપ્રેરિત કલ્પનાને વશ થવા કરતાં વસ્તુસ્થિતિ પરીક્ષવી એ વધુ યોગ્ય છે. જો પેલો કોઇક કંઇ વર્તમાન લાવતો દેખાય છે.

**શિષ્ય**–મને તો ભાસે છે કે "એ રામ એના એ" એ લોકોક્તિનું ભાન કરાવવા આવતો હશે.

**પ્રેમાનંદ**–શાંતિ ધર્ય. જો તો ખરો આ સ્થળમાં એ પણ કેવો દીસે છે–

પેર્યું કાપડ વેંતનું લટકતું ટોપી શિરે નાનડી,
હાથે દાતરડું ધરી મલપતો જો દોડતો આવતો;
જોડા ના પગમાં, ન ખૂંચત કુંઇ દાઝે બળે એ નહિં.
તાપે શું વિધિએ હશે તન તણાં, તત્ત્વો ઘડેલાં અહિં !

**માળી**–[ આવે છે ] હેઠ ! કવિ નોમ તમારૂં ! ડાહ્યા હેડે કાપેલું કે ઇફા ફાવેલું નથી તે રામનાથને દે'રે ગીયા છે. આફાથી આમ ચાલ્યો જા. નજીક છે રે. એ પેલું દેખાતું છે.

[ ધીમે ધીમે જાય છે. ]

**શિષ્ય**–સાફ દેખાય છે કે ધુંધવાતા અગ્નિના તનખા ઉડી રહ્યા છે. હાસ્યના શરથી વધાવવા સર્વે શબ્દના કોદંડની પણછ ગુંથી રહ્યા છે. શરસંધાનની યોજના થતી હોય એવા ભણકાર પણ કર્ણપટ પર અથડાય છે. એ માળી ! એક ગાડું લઇ આવ. પૈસા આપીશું.

**માળી**–રઘલાનું એક ગાડુ હેઠ હંકાવી ગીયો. બીજું ઘાહ લેવા ગયેલું. તીજું રામલાનું છે તે તે પણ ધુંહરી તૂટલી છે. ચોથું કારખાને નાખેલું. પાંચમું ની મળે.

**પ્રેમાનંદ**–શંકર ! માછીમાર જાળ બિછાવે છે તો નિસર્ગદ્વાર એક પણ રાખતો નથી. ઘેર જવું અને દહેરે થઇને જવું સમય સરખો જ જવાનો છે. કપટીઓને અવકાશ માત્ર પણ દેવો એ મૂર્ખતા સમજું છું. નવ્વાણું તો ભર્યા સો. દહેરે થઇને જ જવું. થવાનું હોય તે થાય. [ચાલવા માંડે છે.]

**શંકર**–આટલા દિવસ થતી હતી કસોટી કાષ્ઠની કલમની. હવે થાય છે કસોટી પગના નળાની. જોવાય છે કે છે અસ્થિમય કે લોહમય !

પ્રેમાનંદ—લેખિની ઘસાઇ નથી. શાહી ખૂટી નથી. શક્તિ ખપી ગઇ નથી. જો અનુમાન સત્યરૂપે પ્રકાશ્યું તો જોજે કે એક એક શાહીનાં બુન્દમાંથી રક્તબીજ સમાન શબ્દના સંપાતથી વરસતી વર્ષાદની ઝડી પણ શમી જશે, સૂર્યનાં કિરણ કંપી જશે, કંટકો તીવ્રતા તજશે, અસિધારાની તીક્ષ્ણતા વિનશશે; તનખા સમાન પડતા વાગ્પ્રહારથી રોમેરોમ બાળતાં, છિદ્રમાં પ્રવેશી, હૃદયને સતત બળતી ચિતામાં હોમશે અને ત્રાહ્ય ત્રાહ્ય પોકારતા દેવી સરસ્વતીનું શરણ માગી નમી પડશે.

[ મુંગા મુંગા ચાલે છે. ]

[ થોડીવારે અચાનક ]

પીડે દુષ્ટો મન ન સમજે કામ છે સાથ કોની ?
છંછેડીને વિષધર કને પામશે લ્હાણ કેવી !
અંગારાને મુરખ કરથી તો ઘસે છે હવે એ,
પાડે છે જો નિજ શિરપરે ઇન્દ્રનાં વજ્ર પોતે.
"હા,હા. ના,ના" મુખ નવ કરી, બોલ મેં સત્ય જાણી,
દીધો તેનો કપટ જ કરી દાવ મેં આ પ્રમાણેઃ
સાચું કે'તાં મન નવ ગમે રીત સંસારની છે,
ફુંફાડો જો મણિધર કરે તો બચે મારથી તે.

શિષ્ય—શાંત, કવિવર ! દુર્જનોનો એ જન્મસિદ્ધ હક જ છે. એ એમ ન કરે તો કોણ કરે ? કલિકાળની કરણી એથી જ સ્તો.

રેં'સાય છે પલપલે મનુજો ભલાં જો,
પાપી સદા વિજયના સુરમાં ભમે છે;
ઝેરે સુધા, અમૃતમાં વિષ તો વસે છે,
છે કાળ આ કલિતણો કરશે ન શું તે ?

જુઓ. આપણે આવી પહોંચ્યા. જોઇએ દ્વાર કેવાં ખુલે છે. સન્માનનાં, પશ્ચાત્તાપનાં, પરિતાપનાં કે કંઇ અવનવાં જ !

**પ્રેમાનંદ**–એમાં પૂછવાનું જ શું છે ? દેખાય છે **સર્વ શૂન્યમ્**

દીસે ધૂમ્ર નહિં કહિં ગગનમાં જો શાંત દીસે બધું,
દેખાયે નવ બાલકો તલપતાં દીસે ન કો નાગરી;
જાણે તાપ થકી બળ્યું ઝળહળ્યું ના શેષ બાકી રહ્યું,
લાગે શૂન્ય મને સ્મશાન સમ આ,ક્યાં ભાગ્ય મારૂં પેંડયું ?
સૂકાં વૃક્ષ જુઓ અહિં ખડખડે જાણે હસે છે મુને,
વાયે વાયુ લહેરમાં દ્વિગુણ એ સંતાપ સારો કરે.
દિશા જો બદલી ગયો સુરજ, આ, ખાલી રજો ઉડતી,
લાગે કાળ જુઓ અહિં ભટકતો ખાશે હવે નાગરો.

**શિષ્ય**–ખરે, એમ જ છે. પેલી બાઇએ હવણાં જ મને કહ્યું કે જમવાની ગોઠવણ આજ થઇ નથી માટે અમારે ઘેર જમવા પધારજો. એવું ડાહ્યાભાઇ શેઠ કહી ગયા છે.

**પ્રેમાનંદ**–( લાલચોળ થતાં )

હું નહિં, જશે એમને ત્યાં આ કાષ્ટની બનેલી કલમની અગ્નિજવાળા. જોશે એમને આ મારી આંખ નહિં, પણ આંખમાં વધતા ક્રોધની પ્રબળતા. બોલશે એમની સાથે આ જીહ્વા નહિં પણ એમની કરણીની પ્રતિઘોષણા.

[ ક્રોધમાં ઉતાવળે ચાલ્યા જાય છે. જતાં જતાં ]

હાથે કરી હાથ ઘસી મોત નિજ માગી લીધું,
જીવતાં તો મરવાના કોડ થાય છે ઘણા;
આપું, આપું,આપું હવે માગ્યું, માગ્યું, માગ્યું, તમે,
તોલ તોળી તોડું તતં તાન, માન, ના મણા;
કેતકી સુગંધ મૂકી કંટકના શોખ થયા,
પુરૂં પુરૂં પુરૂં હવે પુરી કરો ધારણા,
ઢંગ ભારી ઢીંગલીના નાચ નચાવીશ હવાં,
નાગરોને નાચું હવે કૃષ્ણતણી ઘોષણા.

[ મોહોલ્લો આવતાં નાગરોના અવાજ સંભળાય છે. ]

**રામશંકર**–ડાહ્યા, રે! ડાહ્યા, આ ચાલ્યો તારો જજમાન.

**ડાહ્યો**–પૂછ, પૂછ, આજની સુખડીની મઝા તો પૂછ.

**રામશંકર**–કવિરાજ! અરે, કવિરાજ! આવો તો ખરા. યાર, ક્યાં જઇ આવ્યા? અરે! કંઇ ખૂબ મુસાફરી કરી લાગે છેને!

**દામોદર**–હાસ્તો. ગાંઠડી બાંધી ને આવવું તે કંઇ અમસ્તુ કે?

**રામશંકર**–હેં! ત્યારે તો ઠીક હાથ પડયો લાગે છે. વાહ. ભાઇ. વાહ. ઝાપટવાનું એ ઠીક મળ્યું દેખાય છે.

**નાથાશંકર**–તે લે. તે કંઇ કવિરાજ ખાઉધરા છે કે આમ ભસે છે!

**દામોદર**–કવિરાજ! કેટલુંક મળ્યું? હેં!

**પ્રેમાનંદ**–મદાન્ધ! નરપિશાચો! ગર્વોન્મત્તતાના શિખરે ચઢી હાસ્યનાં હિંડોળે આન્દોલતાં પડાય છે કંટકને તુચ્છકારતા તીક્ષ્ણ–પાષાણસમૂહપૂરિત ગહન ખીણમાં. હાસ્યની શાખાએ કૂદતા શાખામૃગો? મર્મભેદકતાનો દાવાનલ પૂછને સ્પર્શતાં જ સ્યામ કરશે, દગ્ધ કરશે, કેવળ મુખારવિન્દને નહિ પણ અખિલ શરીરોપવનને. વિલસો; રસરેલો; વંશના કીટસમ છિદ્રે છિદ્રે પ્રવેશસે વાક્શીલીમુખો, રોમેરોમના સ્વસ્વરૂપે પરિ-વર્તન કરતાં ડંખશે અંગેઅંગ. ભીષ્મની બાણશય્યાને ય લજાવશે તમારી સર્વતોમુખી બાણાવલિની વાણીવનઘટા. સહસ્ર કિરણનો ગર્વ કરતો આથમશે તપોધન સમો સૂર્ય, ક્ષીણ થશે ચંદ્ર, તમારાં મર્મમાં પ્રવિષ્ટવાગ્બાણ રૂપી રક્ત કિરણોથી.

છિદ્રે છિદ્ર મૃગેન્દ્ર રૂદ્ર સમ હા! કોપાનલે તો બળે,
બાળું ભાલ કપાળ બાલ સઘળું આ કાષ્ટના રાષ્ટ્રથી;
ફાંસું પાશ નહિં તથાપિ સરવે રૂંવે રૂંવે ત્રાડથી,
ભૂલી ફેલ જ છેલ ગેલ કરતા શાખામૃગો ખેલશે.

નથી હોંસથી કોડથી, હોડથી છે,
નથી રાગથી રંગથી, રાંડથી છે;
હઠીલા હઠી જાય, લાઠી લચે છે,
રૂઠેલો રૂઠે જ્યાં રૂવાં તો ધ્રૂજે છે.

નડે નાગરી ગાગરી ફોડતાં જો.
રડે વાળને વાળતી તોડતી જો;
ખરે આંસુ ને પાંસુ મોંહે ભરાયે,
ડરૂં ના તથાપિ પ્રતિજ્ઞા તજી હું.
ફરે જેમ ધાણી વહે તેમ વાણી,
કરૂં ધાણી જેવી તમારી જુવાની;
પીવું ના જ પાણી ન ખાવી સુ-વાની,
મૂકું આજ પાણી ન વાતે સુવાની.

[ ચાલવા માંડે છે. ]

**દામોદર**—હા—હા-હા મને તો લાગે છે કવિના પેટમાં લાડુ ઉછળે છે !

**રામશંકર**-અરે, ભાઈ! એ તો કવિ છે, કવિ. કલ્પનાનું પૂછવું જ શું ? કવિતામાં કલ્પના કરે છે તેમ એમણે તો પેટમાં યે કલ્પના કરી લીધી છે અને કલ્પિત પકવાન્નના મીઠા મીઠા સ્વાદ લઇ મલપતા જાય છે મલપતા.

[ પ્રેમાનંદ ઘરમાં પ્રવેશ કરે છે. ]

**પ્રેમાનંદ**-[ બીજાં ધ્યાનમાં ન લેતાં પોતાને સ્થાનકે બેસી કલમ હાથમાં લે છે, ]

તારી શક્તિ હવે પ્રકાશ સુતનુ નિર્જીવ છો તું ભલે,
જીવાત્મા તન તું ધ્રુજાવ ડરમા ધ્રૂજે ભલે શેષ જો;
ત્રાહ્યે ત્રાહ્ય કરે ઝરે નયનથી આંસુ ઉનાં ધોધનાં,
તોડી તું કર છિન્નભિન્ન સરવે એ લાગના નાગરા.
ચળક ચળકને તું છો ભલે સુકુમારી,
ગગન દહન વિદ્યુત્ મેઘનાં જો કરે છે;
સરત સરત જાને તેમ તું યે પ્રકાશી.
પડ પડ ઝટ તું તે નાગરોના સમૂહે.

ઇતિશ્રી ગુર્જરીપ્રસન્નાખ્યાન નામના નાટકમાં નાગરવિરોધ નામનો ત્રીજો અંક સમાપ્ત.



# ગુર્જરી પ્રસન્નાખ્યાન.

## અંક ચોથો.

**દામોદર**–(આવે છે. પ્રેમાનંદના ન્યાતીલા રતનશંકરને સમજાવે છે.) હાં–હાં–હાં. બહુ થયું. રતનશંકર! લ્યો, રૂપીઆ રોકડા દશ ચકચકાટ પછી કાંઇ?

**ડાહ્યાભાઇ**–આ મારા બે વધારે, ચાલો પતાવોને. (રતન માનતો નથી)

**દામોદર**–રતના! આ ઠીક નથી હો! પેલા પેમલાએ અમારી નિન્દાનો ગ્રંથ લખ્યો ને કચ્ચરઘાણ વાળ્યો. લોકે લોકમા હાંસી થઇ. ને ઘરવાળીઓ ચભડી ઉઠી. આ તારે શરણે છીએ. તું ધારે તો આમ ચપટીમાં બધા એને હસે એવું થઈ જાય.–લે, લે. આ બીજા. આમ શું કરે છે. લે વીસ પૂરા.

**રતનશંકર**–પણ મારા ન્યાતીલાની આબરૂ હું લઉં? કંઇ મગજ ગીરે મૂક્યું છે? આપો છો રૂપરડી રોકડી વીસ. એમાં હિ શું ઉપાડ્યો? આ ઠીક છે વળી સો પચાસ મળના હોય તો કાંક વિચાર કરવો સૂઝે.

**ડાહ્યા૦**–અરે ભઈ પચાસ. પણ હવે ન માને તો હાટકેશ્વરના તને. લે. ચાલ હવે ચાલ. (તેને સમજાવતો લઇ જાય છે.)

**દામોદર**–અરે નવનીત! એ નવનીત! આમ દોડતો કાં મરે છે!

**નવનીત**–કેમ અલ્યા નાગરા! ધાઘરા! (હસે છે)

**દામોદર**–આજ જમવા જવાનો છે કે?

**નવનીત**–તેમાં તારી દાઢ કાં સળકી ગાગરડા!

**ડાહ્યા૦**–અરે અમે તો પચાસ ઠાકરડાને ઠોકર મારીએ એવા છીએ. અમારે શું? આ કહીએ છીએ. પેમલાને ત્યાં જમજો તો ખરા. દૂધપાક ફાટેલો, પૂરીમાં ઝીણાં ને છયળ. આ પેલો રતનો ચાલ્યો. હમણાં નજરે જોઇ આવ્યે.. (બતાવે છે.)

**નવનીત**–શું ખરેખર ? ( ચમકે છે. )

**ડાહ્યા૦**–એ તો કાલે અમારી બનાવટ કીધી ને આજે તમારી કરશે. બીજું શું ! રસોઇ પણ મૂકી છે માણસ પચાસની. નોતર્યાં છે ટોળાં. જરાજર: પેમલાની પરસાદી લઇ ઉઠી જજો. ચાલ. (બંને જાય છે.)

**નવનીત**–શું ? અમારી મશ્કરી ? પેમલા ! જોઇ લેજે–( પ્રેમાનંદના ઘરમાં જાય છે) ઓહોહો ! શું તોરમાં બેઠો છે ? કંઇ પરવા જ નથી. ઠીક છે. ( બાજુના ઓરડામાં જાય છે. )

**પ્રેમાનંદ**–(ગ્રંથ તરફ જોતાં કલમ હાથમાં રાખી વિચાર કરે છે)

નિન્દા સાગર આજ નાગરતણો પૂરો ભરાયો જુઓ,
નાહો ને નવડાવજો સરવને હાથે ભર્યો છે તમે;
ખારી છોળ ઉડે ભરે ગગન આ છંટાય છે તારલા !
લ્યો, લ્યો નાવ તારો ફરો જલ મહિં આવે લહેરો મોટી.
નાચો નીચ તમે નચિંત થઇને, છે નીચતા દાખવી,
એકે ના અણુની રહી ઉણપ જો કોઠાર ખાલી થયો:
લીલાલે'ર કરો તમે મૂષક શા આનન્દમાં મા'લજો,
નાચો નાગરી અંગ રંગ ભરતા ના છોછની બ્હીક છે.
લાજે ગર્દભ ભાર જો વહી જતા ને કાગ કાળા થયા;
શ્વાનોયે ભસતાં નથી શરમથી સુણી સુરો આપના.
શિયાળો વનમાં, વરૂ ભટકતાં નાઠાં રહે બોલમાં,
શી શી છત કરી ન નાગર તમે છો ચક્રવર્તિ પૂરા.
વાંચે લોક અને જુએ તમ ગુણો ગુણે ભરી ગુણ છે,
જેવી ગર્દભ રાજની ત્યમ હવે તેવી પ્રશસ્તિ કરે.
શોભા છે તમ રૂડલી જગતમાં વંઠેલ છો ના મણા,
નામે નાગર કર્મમાં ગલત છો, છો શ્રેષ્ઠ હા ! વીરલા !
ખાવા અન્ય મળે નહિં જગતમાં ખાધો તમે ધર્મને,
પે'ર્યાં જે ઉપવીત પુણ્ય ફળનાં જાણ્યાં તમે દોરડાં;

સંધ્યાવંદન કંદને શુભ તમે દીધી ચલાવી મતિ,
લાધ્યો બ્રહ્મ તથા ગણો જગત આ, છો બ્રહ્મ પૂરા તમે.

(બહાર કોલાહલ)

(ચમકતાં) આ શું? તોફાન શાનું? દુષ્ટોએ અહિં પણ ગડબડ કરી છે શું?

પાપી તજો નવ તમે નીચતા હજી કાં?
ઓછી પડી શું સુખડી પીરસી અમે જે?
છે છે ઘણું અધિક હા! તમ કાજ બીજું,
નિન્દા સમુદ્ર જલ તો કદી ખૂટતું ના.

**શંકર**– (આવે છે) કવિરાજ! ગજબ! દૂધપાક ફાટી ગયો, પૂરી અભડાઇ ગઇ, રસોઇ બીજી ખૂટી, કોઈ જમતું નથી, હો હો કરી તોફાન કરી રહ્યા છે સર્વ.

**પ્રેમાનંદ**– [ઉભા થઇ જતાં] કોની ગફલત! કોનો પ્રપંચ! શંકર? રતનશંકર ક્યાં છે? બોલાવ એને. આ આવ્યો (જતાં જતાં) જરૂર મારૂં દિલ કહે છે કે આ કામ ખટપટી અટપટીઆઓનું છે બીજાનું નથી જ–

ફાવ્યા ન તે દિલમહિં બળતા રહે છે,
ઇર્ષ્યાતણી ઘરડમાં પડતા ફસાયે;
દે લાંચ ને કપટથી કુમતિ સુઝાડે,
રે દુષ્ટ એ અધમ છે ગરવે ભરેલા.

શું છે? ભાઇઓ! જરા ધીમા પડો.

**નવનીત**– (તેને ન જોતાં, ન સાંભળતાં) બોલાવ, બોલાવ! ક્યાં છૂપાયો છે? શું મશ્કરી કરવા તેડ્યા છે. એ (જોઇને) એ–પેમલા! આ કંઇ બ્હીકણ નાગર નથી પણ કડછી લઇ ઉભા થાય એવા તારા ન્યાતીલા છે સમજે છે?

**પ્રેમાનંદ**– ભાઇ! શાંત થાઓ. કોઇએ જરૂર કંઇ ગોટાળો કર્યો છે. જરા થોભો નવી રસોઇ કરાવી જમાડું છું.

**નવનીત**– અરે જા, જા. અમે કંઈ ભિખારી નથી કે તારે બારણે રસોઈ થાય ત્યાં સુધી આ લોટા ને પાટલા લઇ બેસી રહીએ.

**પ્રેમાનંદ**– ભિખારી નહિં પણ મારા મુરબ્બીઓ માથાના મુકુટ છો. મારી ખાતર બેસો. મેં શંકરને તમામ વ્યવસ્થા કરવા મોકલ્યો છે. શત્રુનો મારે કંઇ ટોટો નથી તે તમે જાણો જ છો?

**નવનીત**– શત્રુ કીધા શું કામ! કીધા તો આંધળો રહ્યો શું કામ? આપી છે કોડા જેવી ચળકતી બે આંખો પરમેશ્વરે! પોથીમાંનું રીંગણું થઇ કલમ ઘસ્યાં કરે છે તે જરા સંભળાવો હતો ને વેવાર!

**પ્રેમાનંદ**– હશે, મારી ભૂલ થઇ, ચાલો.

**નવનીત**– તે ના, ના, અમે કંઇ નાકકટ્ટા તારા જેવા નથી કે બીજી પતરાવળી માંડી બેસીયે. એક વાર નાક કાપી હાથમાં રમવા આપ્યું ને પછી કહે છે લ્યો ચોટાડી દઉં. ઉઠો. ઉઠો. શંભુરામ, લલિતાનંદ, ગિરજાનંદ, શિવરામ ભટ, ઉઠો. ચાલો, મૂકો પુળો આ નીચના નામ પર. ચાલો ભેગા મળો ને મૂકો આ નાકકાપુને ન્યાતબહાર.

**પ્રેમાનંદ**– નવનીતરામ! છાશમાંથી નવનીત કાઢતાં આવડતું નથી ને બૂમ મારો છો કે મારા દાંત ખટાય છે. આસપાસના સંજોગનો વિચાર કરતા નથી ને ગમે તેમ બક્યાં જ કરો છો.

**ગિરિજાનંદ**–પ્રેમાનંદ! તારી ભૂલ તો ખરીસ્તો. શા માટે કાળજીને ચોકસાઇ ન રાખી?

**પ્રેમાનંદ**– પણ ભાઇ, મારી ભૂલ કબૂલ કરૂં છું. જુઓને, રતનશંકર હોય તો હવણાં તમારી ખાત્રી કરાવું. પણ જ્યાં મૂળમાં જ સડો ત્યાં શું થાય. એ જ ક્યાં છે?

**નવનીત**– રતનશંકરને શું મૂડવો છે? તારૂં પોતાનું ઠેકાણું નહિં ને બીજાને હોમે છે. મને બધી ખબર મળી છે કે તેં કાલે નાગરોની છેડ કીધી ને આજે અમારા બધાનું લોકમાં નાક કાપી તારે મોટા કવિ કહેવડાવવું છે.

**શિવરામ**–શું! શું! ખરી વાત છે?

**નવનીત**–નાગરની નિન્દા લખી લોકોને ખુશ કીધા. આપણી નિન્દા કરી ન્યાતનાં બંધારણને તોડવાં છે એ જાણો છો?

**પ્રેમાનંદ**–જો એમ જ માનવું હોય તો ભલે એમ જ માનો.

ના મૂર્ખ તો સમજતા ગૂઢ તત્વ શું છે?
લીધું જ જેહ કરમાં નવ તે તજે છે.
જાતા મહાજન પથે બહુ તે ભણેલા,
છોડે ન ગર્દભતણું પૂછ તો કદાપિ.

**નવનીત**–અમને મૂર્ખ કહે છે? જોયો છે આ લોટો?

**બધા**–હાં–હાં–હાં. નવનીત આ શું?

**શંકર**–(આવીને) ગુરૂ, રામચરણ પધાર્યા છે.

**રામચરણ**–વત્સ! **कल्याणमस्तु**. શું ચાલે છે? (પ્રેમાનંદ ચમકી ઉતાવળે સામો જાય છે. ગુરૂ આવે છે.) બધા ઉશ્કેરાયલા લાગો છો. ઓહો! [આસપાસ જોઈને] ક્રોધને સુલભ મનુષ્યો! આ શું?

**પ્રેમાનંદ**–જ્ઞાતિબન્ધુઓને ભોજનનાં નિમંત્રણ દીધાં છે. જરા ખૂટયું તેથી–

**રામચરણ**–હશે. પ્રેમાનંદ, આજે ફલાહાર મારે પણ અહિંજ કરવો છે.

[શંકર સર્વ તૈયારી કરવા જાય છે]

બન્ધુઓ! જરા શાન્તિ લેશો? [સૌ સૌની ઇચ્છા પ્રમાણે વિખરાય છે] પ્રેમાનંદ! ગુર્જરીની શી સેવા થાય છે?

**પ્રેમાનંદ**–શંકર! પેલો ગ્રંથ—

**રામચરણ**–(સક્રોધ) ગ્રંથની શી જરૂર છે? મુખ પર નિન્દાની છાયા છવાઇ છે, ગુર્જરીના નિસાસાની વેદનાના પ્રતિઘોષ કર્ણ પર અથડાય છે, તારા મુખ પર જ ગ્રંથનું પ્રતિબિમ્બ દેખાય છે તો મૂળની શી જરૂર છે?

**પ્રેમાનંદ**–ગુરૂવર્ય!

છે એમાં પ્રતિબિમ્બ બિમ્બ સરખું સાક્ષાત્ સ્વભાવો જુઓ,
વીણી નાગરના ભર્યા મગજના પૂરા ધૂંમાડા અમે;
ભૂલ્યા છેક મદે પ્રપંચ–કુશલા તાણ્યા અમે તાર છે,
દુષ્ટો ખો ભૂલશે હવે ન ટકશે ગુરૂ તણી સાથ છે.

**રામચરણ**–ઓ ગર્વોન્મત્ત! આત્મશ્લાઘાના પડછંદાએ પરનિન્દામાં! શી ધારી છે કરવા સેવા ગુર્જરીની પરનિન્દાનાં બી વાવી! શો વિચાર કર્યો છે ક્ષુધા શાંત કરવા ગુર્જરીની આવા તુચ્છ, નિર્માલ્ય, અભક્ષ્ય પદાર્થનાં ભોજન પીરસી? તેં જે જે અત્યાર સુધી પોષણ આપ્યું તેનું એક જ ઘાથી તેં હરણ કર્યું! અયે ઉન્મત્ત! ન શોભે કવિને આત્મશ્લાઘાના ઉછળતા પુરમાં હંકારવું. કવિને તો નમ્રતાનાં સુકાનથી કાવ્યનાવડાં હંકારવાનાં. કયા અલંકારે દીપાવશો ગુર્જરી! દૈવની આપેલી શક્તિનો વ્યય કરવાનાં આ સ્થાન!

દીધાં દૂધ પીવા, તમે પદતલો ધોયા, ન પીધું સુખે,
પામ્યા છો પ્રભુનો પ્રસાદ પણ તે દીધો તમે શ્વાનને;
ગંગાનાં જલ દેહ શુદ્ધિ કરવા ધોયાં તમે આંગણાં,
પોષ્યાં ઝેર તરૂ તમે અમૃતથી બાકી ન કાંઇ મણા.

**પ્રેમાનંદ**–ગુરૂજી! ક્ષમા. પણ આપ જુઓ, એમણે મદાન્ધતા સેવી માનવતા કેટલી ગુમાવી છે—

ઇર્ષ્યાતણા પટ વડે દિલ છે છવાયાં,
છે છે રગે રગ બળી અનલે અનાદિ;
સંતાપતા સુજનને નિજ નૂર ખોતા,
થાતા પ્રપંચકુશલા નિજ સ્વાર્થ જોતા.

ગાયત્રી નવ ગાય કે નવ જપે સંધ્યાતણું નામ ના,
ભૂલ્યા શંકર ઇષ્ટદેવ કુલના મ્લેચ્છોતણી ઝંખના;
કંકાસે મચતા, ફુલે ગરવથી વંઠેલ પૂરા થયા,
બીડી ને મદિરા તણા વ્યસનમાં રે'તા સદાયે મચ્યા.

જ્ઞાતિબન્ધન તોડવા બહુ મથે કર્તવ્યમાં શૂન્ય છે,
ઇચ્છા લગ્ન કરે વિધિ નવ ગણે કોણે રચ્યાં શાસ્ત્ર છે?
ઢેડા ભંગી તણા બને સહચરો પાછા થતા તે સતા,
છે ના કોઇ સમાન માન તજજો એવું મદે બોલતા.

**રામચરણ**—બહુ થયું. ક્ષુલ્લક ભ્રષ્ટ વર્ગ માટે અખિલ જ્ઞાતિ પર પ્રહાર તને શોભતો નથી. કલિકાલના છાંટા અને પાપનાં પોષણો ફસાવતાં હશે એ બિચારાઓને. વાળ તેમને તું સુમાર્ગે સુબોધ અને નીતિ વચનથી, આવાં કુટિલ કટાક્ષમય વાક્ય-સંદર્ભથી નહિં. ઘણાંય ધાર્મિક અને નૈતિક જીવો શુદ્ધ જીવન ગાળતા હશે. એમાં સર્વને દોષ દેવો શું ઉચિત છે? ગામ ત્યાં ઢેડવાડા નથી હોતા! તારૂં કર્તવ્ય જનસમાજને સીધા સાદા ઉપદેશ આપી અલગ રહેવાનું છે. તારા આ અણધાર્યા કાર્યથી ગુર્જરી પોષાતી નથી પણ દુઃખી થાય છે. પુનઃ પુનઃ તને ટોકયો છે કે તને અને તારા શત્રુને ભમાવનાર ક્રોધ અને ઇર્ષ્યા, કાળનાં પ્રેર્યા ઉત્સાહભર્યા કામ કરી રહ્યાં છે. જો સુણ, કંઇ સંભળાય છે?

[ નેપથ્યે-ગુર્જરી ]

સરળ સરળ વા'લા ભાવ તે કાં ગુમાયા?
પરૂષ પરૂષ કાલા' બાણ જો તે ખુંચાયાં!
નિરસ નિરસ હાલાં ના ગમે વેણ તારાં,
સરલ સલિલ વ્હેળા ભ્રષ્ટ તે કાં બનાયા.
ચરણ શરણ તારે દિલ છે આ દીધેલું,
કુસુમ સુમન જેવું કોમળું છે પડેલું:
ગરમ ગરમ પાણી રેડવા કાં મથે તું.
પ્રખર કિરણ તાપે પાંદડી છે બળેલી!

તારા નિંદક ગ્રંથના પ્રવહને જો કાળ લ્હાણી કરે,
ક્રોધાધ્માત થતો મરે વિવશ છે ઇર્ષ્યાતણો ભોગ એ;
દાસી દુષ્ટતણી હસે મરડતી જો મુખ કેવાં કરે,
રાખે કાતીલ ઝેર એ નયનમાં જો પ્રાણ લેવા ધસે!

**રામચરણ**–પણ લીધું છે ગુર્જરીને ઉદ્ધારવા. પાઘડી શિર પર ન મૂકવી એ વચન વિસ્મૃતિ પથે વળ્યું કે સ્મરણાવશેષ થયું? નિન્દાનું સાહિત્ય એ સાહિત્ય નથી. લોખંડનાં ઘડાયાં ઘરેણાં બેડી ગણાય છે. સોનાની બેડી બેડી છતાં કલ્લીનું નામ પામે છે. ક્યાં ગયાં તારાં ચરિત્રો, તારાં હરણો અને આખ્યાનો! ક્યાં ગઇ તારી વિવિધ દિશામાં પ્રચરતી કાવ્યશક્તિ! આટલાથી શું? હજી તો કંઇએ ભંડાર ગીર્વાણગિરાના ભરાયલા છે. ખોલ અને વેર કાવ્યકણિકા અને પોષ ગુર્જરીને. આટલાથી જ શું થાકી ગયો કે વિષય શોધ્યો કલહ અને કંકાસનો? લેખિનીનું નૂર ગયું?

**પ્રેમાનંદ**–સંસારમાં મુગો મરે છે, બોલતો જ જીવે છે. પેટપર કાપ મૂકનાર કસાઇની છૂરી ન ફેંકી દેવી તો પણ શું તેનો હાથ પણ પકડવો નહિ? ઝેરની જ્વાળા કાઢતા સર્પનું ડોકું ન કાપવું તો શું તેના ઝેરી દાંત પણ તોડવા નહિં?

**રામ**–પ્રતિજ્ઞા લેનાર પ્રતિજ્ઞા જ જુએ છે. વત્સ! દુષ્ટોને દંડવાનાં સ્થાન અનેક છે. કાવ્યનો ઉદ્દેશ નિન્દાનો નહોય છતાં ય કોઇ કોઇ સ્થળે યોગ્યાયોગ્ય વિચારે ભલે માર્મિક હાસ્યદ્વારા શત્રુને શિખામણ દેવાય. સોનાના કડામાં કંઇ લોખંડનો ગાભ મૂકવા મના નથી; પણ તેથી કોઇ લોહ અલંકાર સજતું નથી. સિંહરાજની ગર્જનાની શોભા પ્રતિધ્વનિથી જ દીપી નીકળે છે.

**પ્રેમાનન્દ**–તો પછી આ ગ્રંથ—

**રામચરણ**–નિન્દાના નાશે નિન્દાનો નાશ થાય તો ઉગતું પ્રભાત ખીલે ગુર્જરીના આહ્લાદનું.

નિન્દા સજ્જનનું ન ભૂષણ કદી છે દુર્જનોની કથા,
બોલું નૂર ન શૂર તો ક્ષણ રહે જીવ્યું વૃથા કાઢવું;
સન્માર્ગે નિજ શક્તિનો વ્યય કરો શાને ગુમાવો વૃથા,
હાથી શ્વાનતણી કરે ન ગણના ભૂલો તમે કાં પ્રથા?

માટે આ ગ્રંથને અગ્નિસાત્ કર. સર્વ તજી કેવળ ગુર્જરીની પ્રસન્નતા જ મેળવવા પ્રયાસ કર.

**પ્રેમાનન્દ**—આજ્ઞા— (અંદરથી વલ્લભ અને એક શિષ્ય આવે છે.)

**વલ્લભ**-(આવે છે) લાવ, લાવ, લખનારો હું છું તું નથી. વારી મારી છે.

**શિષ્ય**-હાં-હાં. લીટા કાઢી અમસ્તા કાગળો કાં બગાડો?

**વલ્લભ**-શું બકે છે! લીટા કોણ કાઢે છે! જોને. હું લખું છું ને તું લીટા કાઢે છે.

(પોતાનો કાગળ અદલબદલ કરે છે.)

**પ્રેમાનંદ**- શું છે? વલ્લભ! તોફાન! ગુરૂજીને પગે લાગ.

**વલ્લભ**- પગે શેનું લાગે તે? દાઢીવાળા બાવાને પગે કોણ લાગે? ઝોળીમાં છોકરાંને ઘાલી બાવાઓ લઇ જાય ને પછી ભૂત બનાવી દે. બાવાજી મને પગે લાગે તો આવું, નીકર આ ચાલ્યો.

(જાય છે.)

**રામચરણ**-(હસતાં) પ્રેમાનંદ! વલ્લભ લખશે સારૂં હો! ભલે લીટા ચીતરે તો ચીતરવા દે. થશે એ સ્વતંત્રતાનો ઉપાસક.

**પ્રેમાનન્દ**—આપ પધારશો. ફલાહાર—

**રામચરણ**—હા. સંધ્યાવંદન કરી લઉં.-સમય થયો છે.

પક્ષીતણાં ગણ હવે તરૂએ વળે છે,
નિર્જીવ વૃક્ષ પણ જો વદતું દિસે છે;
અસ્તાચલે ઉદધિમાં રવિ ઝંપલાવે,
ઊડે ઘણા નભ તલે અતિ રક્ત છાંટા!

આહ્લાદ્ય સમય આ કવિ જોઇ રે'છે,
ભાવિક ભક્તિરસમાં ભજને ડૂબે છે;
દુષ્ટો વિચાર કરતા નિજ કાર્ય કેરો,
જાણે ન મૂર્ખ જન તે નિજ માર્ગ ઘેરો.

**ઇતિશ્રી ગુર્જરીપ્રસન્નાખ્યાન નામ નાટકમાં નાગરનિન્દા નામનો ચોથો અંક સમાપ્ત.**



શ્રી

# ગુર્જરી પ્રસન્નાખ્યાન.

## અંક ૫ મો.

**શિષ્ય**—દામોદર! એ દામોદર! (દામોદર આવે છે.) આ ગરબડ પાછી? કવિપુત્રે પાછી ઝમાવી છે શું?

**દામોદર**—એતો એનો સ્વભાવ છે. પિતાને કે'છે, મારાં કાવ્ય શાં ખોટાં છે?

**શિષ્ય**—દામોદર! એમાં ખોટું શું છે? કવિરાજ પણ આજકાલ દુરાગ્રહી થતા જાય છે.

**દામોદર**—નહિસ્તો, કવિરાજ કે'છે. બધું ખરૂં પણ તું તારી ઉદ્ધતાઈ મૂકીદે. મોટાઇ તજીદે. ગર્વ છોડીદે. નમ્ર થઇજા. અને લખ્ય. પ્રસાદને પોષ ને માધુર્યને ભજ. આ આપણા કુક્કુડ ભાઇને ગમે કે? આ જોને। પૂછડું પકડયું છે તે કાં છોડે છે.

**શિષ્ય**—નાસરે મારાબાપ! હિંગના ઝાડને હલાવવું કાં? બાપદીકરા લઢે ને કચુંબર આપણું થઇ જાય માટે ભાગ.

(પ્રવેશક) [બંને જાય છે.]

[વલ્લભ પૂર્વોક્ત રીતે ગર્વ કરતો પિતાને પુસ્તક બતાવતો આવે છે.]

**વલ્લભ**—બતાવો, બતાવો, બતાવો કયું કવિત્વ નથી! કયું અંતર્દર્શન નથી! કઇ ભાષા નથી! બતાવો—

લખ્યું લખ્યું મેં નવું આ માનસરને હઠાવે,
જુઓ પુષ્પ શાં ખીલ્યાં છે કમળનાં માન શાં?
સુગંધિ અપારા વહી મોગરાને એ લજાવે,
કેતકી તો ગર્વ મૂકે ચંપકનાં તાન શાં?
કોમળ ને લચકાતી માલતીને યે નચાવે,
શરી આ ઉમંગી જુઓ ક્ષત્રિયાણી ગાનશાં?

રસભરી આ રસીલી ચંદ્રિકાનેયે  રેલાવે,
મીઠી મીઠી સ્વાદભરી અમૃતનાં પાન શાં ?

વળી--

શબ્દતણો ભાર  નથી કલ્પના તો કમી નથી,
વસ્તુ લુખું જરા નથી લાગે લુખો દિન આ;
ભેજાનું આ ભૂસું નથી પુરાણને તજ્યાં નથી,
અસંબદ્ધ જરા નથી હશે કદી સૃષ્ટિ આ;
રસનો સંકર નથી શાસ્ત્રીયતા તજી નથી,
પાત્ર ખોટાં લખ્યાં નથી હશે વિધિ લેખ આ;
વાદ ખોટા કીધા નથી ભાર ખાલી ભર્યો નથી,
લેખિની લજાવી નથી લાજે હવે લક્ષ્મી આ.

**પ્રેમાનંદ**-વલ્લભ ! તારાં કાવ્યનાં રસક્ષેત્ર અને મારા દૃષ્ટિપથની વચ્ચે તારી આપબડાઇની પટપરિપાટી આડી આવી રહી છે.

**વલ્લભ**-પિતાશ્રી ! સંસારના દુર્ગમ પટલોને મહાત્માઓની અંતર્દષ્ટિનું એકજ કિરણ ભેદી શકે છે અને આત્મોલ્લાસનો નિઃસીમ આનંદ અનુભવી શકે છે તો કવીશ્વરની અંતર્દષ્ટિ આવાં છાછરાં જાજરમાન પટને ભેદી કાવ્ય સરિત્‌ના નિર્મળ સલિલને સાનન્દ ન નિહાળી શકે એ શું બાલકવાદ નથી ?

કાવ્ય મારૂં વાંચી જુઓ લડાઇતો તજી દીયો.
કેતકીની ગંધ લીઓ કંટક ગ્રહો નહિ;
કમળનો મળ તજી પરિમળ પૂરી ભજી,
તત્વગ્રાહી સાજ સજી ભ્રમર બનો અહિ;
ગુર્જરી જુઓને ગિરા સેવનારા અમે વીરા,
ખાવા આપ્યા મીઠા શીરા સુવાસ સરી રહી;
ઠામ ઠામ રંગ રાગ કેવી પ્રસરી પરાગ,
એમાં રાખો અનુરાગ સ્પષ્ટ વાત મેં કહી.

**પ્રેમાનંદ**-( સક્રોધ ) ઓ ગુમાની ! તામ્ર મિશ્રિત સુવર્ણ એકાએક ઘસાતું નથી તેમ નમ્રતા મિશ્રિત કવિતા સુકાતી નથી. પીત્તળના મહત્પરિમાણાંકિત સુવર્ણ જેમ પીત્તળ સરખું લેખાય છે તેમ મહત્તા અને સ્વપ્રશંસાયુક્ત કાવ્ય સર્વથા અવલેપાય છે. કાવ્યની ખુબીઓને ક્લિષ્ટ કરતું તિરસ્કારને પાત્ર બને છે.— ઓ મોહાન્ધ ! નથી આ ગુર્જરીની સેવા પણ સેવાના દંભ નીચે સ્વશક્તિ પ્રશંસાય છે. નથી ગુર્જરીની ઉન્નતિનું આ કાર્ય, છે કેવળ સર્વતોમુખી આત્મીય જયઘોષપણાનું પરિસેવન. નથી ગુર્જરીના રક્ષણ અર્થે આત્મશક્તિનું બલિદાન, પણ છે સ્વશક્તિની વિજયી લાલસાના પરિપોષણમાં દેવાતી ગુર્જરીની આહુતિ. જા ચાલ્યો જા, ન બતાવ દુષ્ટભાવથી આલિપ્ત તારૂં મુખ—

દુષ્ટોથી અતિ દૂર વસવું મ્હોંએ ન જોવું કદી,
ગર્વે જે ફુલતા મદોન્મત થતા છે તુચ્છ તે સર્વથી;
ગર્વે સૂર્ય ફુલે દહે નિજ કરે સંતપ્ત સૌને કરે,
મધ્યાન્હે શિર છત્ર સૌ ધરી ફરે કે છાંયમાં જઈ રહે.

**વલ્લભ**-પિતાને પૂજનારો હું, નિઃસીમ પ્રશંસા કરનારો હું, ગુર્જરીની પ્રસન્નતા મેળવવામાં અંતઃકરણથી સહાય કરનારો હું, મારૂં મનસ્વીપણું તજી પિતાના કથનાનુસાર મારાં મહાકાવ્યોને આખ્યાન નામ આપી નમી પડનારો હું, સ્વતંત્ર વસ્તુપર કવિતા કરવાની પ્રતિજ્ઞા તજી પિતાના કહેવા પ્રમાણે ઇતિહાસ પુરાણનાં વસ્તુપર સર્વરસની કવિતા કરી તેમને સહાય કરનારો હું તેનું તેના પિતાજ આ સન્માન કરે ! પિતા ! પિતા ! શું કરૂં કે વડિલ પ્રતિના સન્માન અને પૂજ્યતાના ભાવના પડદા આપણી વચ્ચે પડી ગયા છે, પિતા શબ્દ આપને માટે નિર્મિત થયો છે—

**પ્રેમાનંદ**–નહિ તો ?

**વલ્લભ**–નહિ તો—

કલમ આ કારમી છે કરનારી કાર્ય કારી,
કાપે કટ કટ કટ તાતી તલવાર શી !.
આંખ એક જોયે નવ કાળું વિષ ઓકનારી,
બાળે બાળે સર્વને એ જાણે ઝેરી નાગણી.
જીવ્હા બેય સાથે રાખે દંત વિના કરનારી,
કામ દંતતણું એવી હજી મેં એ ના ગણી.
જડ છતાં ચેતન છે જીવ અતિ ચુંથનારી,
માનસિક વ્યાધિ જાણે વાપરી મેં ના ઘણી.

શસ્ત્ર મારૂં હાથ લઉં શાસ્ત્ર તવ ધ્યાન આવે,
આ પિતા છે શા પિતા ! બોલતાં બકું નહિ.
પઇતા વંતાકના તો મીઠા મીઠા બહુ ભાવે,
પિતા ચિન્તા આ કરાવે દિલમાં બહુ અહિં.
પિટવા કે'તાં અચકાઉં કુભાર્યાના ભાવ આવે,
પીટવાનું કામ નથી જાત સ્ત્રીની હું નહિ.
લઢીશ, લઢીશ, પિતા, લઢીશ હું પુત્ર ભાવે,
સકલ જગત જોશે કુપુત્ર તો આ નહિ.

**પ્રેમાનંદ**—સાહિત્યની સેવા કરનારા ! પશ્ચાત્તાપ એટલોજ થાય છે કે ગુર્જરીની સેવા કરવા પ્રોત્સાહન આ અભાગીઆ આત્માએ તને આપ્યું ! નથી જેને ગુર્જરીની દશાનું ભાન, નથી જેને એના કોમળ સ્વરૂપનો ખ્યાલ, નથી જેને એનાં માધુર્યનો રસાસ્વાદ તેની કઠોરતાના સાગરમાં થતાં આવા નિર્દયતાના વમળમાં આજે આ ગુર્જરીને હું ફેંકી રહ્યો છું. ઓ ઘાતકી ! લે, લે, આ મૂકી છે ગુર્જરીને તારી સમક્ષ. કાળ વિકાળતા નજી

પ્રેમાળીતા ભજવા તૈયાર થયો છે તો તું પ્રેમનો અંશ છતાં ભેદી નાખ આ સુકોમલ લતાસમી સરસ્વતીપુત્રીને તારાં તીણાં વાક્શરથી. પુત્ર! આવો સમો ફરી નહિ મળે. હું તારો પિતા ગુર્જરીને ઉદ્ધરવા આટલું મથી રહ્યાં છું છતાં તને જ તેના વિનાશ માટે યાચી રહ્યો છું !–એના–એના કોમલ દેહવિનાશથી પણ જો તને સંતોષ ના થતો હોય તો આ રહ્યો તારી પ્રત્યક્ષ હું. પિતાને પુત્ર તરફથી જે વિષમય લ્હાણી દેવાની હોય તે દઇ દે. અચકા નહિ. દીકરા ! આ તો સંસાર છે. સંસાર આવા જ પ્રસંગો માટે સરજાયો છે. ગભરા નહિ. પુત્રને જન્મ આપી, પાળી પોષ્યો; સાહિત્યરસિક કાર્યોનો વિસ્તાર કરવા. પણ હવે તો અંતરઆત્માને રીબાવી રીબાવી તેનો આત્મરસ ચુસી લઇ મસ્ત આનંદે મહાલવું એજ ખરૂં પુત્ર કર્તવ્ય છે. કેમકે—

સલિલ તપન તાપે આગમાં જાય ઉંચે,
ઘન રૂપ ઘન થાતું સૂર્યને છાંઇ દે છે;
કુદરત પણ ભૂલે; જન્મદાતા ગણે ના;
તનુ જ વિમુખ થાતો બાપને તો ગણે કાં ?

યુગ યુગ બદલાયે સૃષ્ટિના રંગ ઝાઝા,
તનય વિનય છોડી તાતને કાં તજે ના ?
નવ રહી દુનિયામાં માન મર્યાદ ઝાઝી,
મુરખ દિલ જ મારૂં કેમ એ ના વિચારે !

નહિ નહિ સુખની તો લ્હાણ દેવી કશાયે,
હૃદય વિનય શાને રાખશે આ દિનોમાં ?
બહુ બહુ દુખદાયી વૃદ્ધનાં મર્મભેદી,
મરમ વચન બાણે દેહને દે કપાવી.

**વલ્લભ**–[ ખિન્ન થતો ] પિતાશ્રી ! હૃદય ખુલ્લું કરી કેવળ અંતરના ઉદ્દગાર કાઢી રહ્યો છું; ત્યારે આપને એ મિથ્યાવાદીનો આડંબર દેખાય છે ? જેને હું સત્ય સમજું છું, જેને હું નિર્દોષતા માનું છું, નિષ્કપટતા કથું છું, એવી સરલતા હું આપની સમક્ષ મૂકું છું તેથી જ હું આપને કુપુત્ર ભાસું છું ?–(ગળગળો થાય છે) જે પુત્ર પિતાની મૂર્તિને હૃદયમાં પૂજે છે, ચિત્તમાં પિતાની અગાધ શક્તિનું ચિન્તન કરે છે, પિતાના સદુપદેશનું મનન કરે છે, ત્યારે પિતાને એ પુત્ર એમની વૃદ્ધવસ્થામાં એમનું જ લોહી ચુસવા તત્પર થયલો દેખાય છે ! ! પ્રભુ ! ઓ પ્રભુ ! આ પાપાત્મા વલ્લભનું મસ્તક આજ ક્ષણે શાને શતધા થઇ પૃથ્વીપર નથી પડતું ?–જે નસોમાં પિતાનું લોહી વહે છે એ જ રક્તમાં પિતાના મર્મભેદનારાં પરમાણુઓ વસતાં હોય તો ઓ પરમાણુઓ ! તમારાં એકત્ર બળથી મને ઘસડી જઇ નર્કમાં ફેંકી દો.– ( પાસે જઇને ) પિતાજી ! પિતાજી ! તમારી કઇ આજ્ઞા પાળી નથી ? સ્વતંત્ર વસ્તુપર કાવ્ય લખવા ના કહી તો મેં એક કાવ્ય લખ્યા પછી બીજું કયું કાવ્ય લખ્યું છે ! પોતાનાં કાવ્યને કાવ્ય કે મહાકાવ્ય એવું કયું અભિધાન આપ્યું છે ? શું કરૂં, મને લખવાની જે ટેવ પડી ગઇ છે તે છૂટતી નથી. છોડવા જાઉં છું તો જે આવેશથી આ કાવ્યાલેખન કરી રહ્યો છું તે આવેશ સમૂળો નાશ થાય છે. શું કરૂં ! પિતાજી ! કહો, આ સ્થિતિમાં શું કરૂં ?

અરે ! પિતૃવર સીધી પુત્રની કદર કીધી,
આશીષ સુન્દર દીધી મીઠી આપી લ્હાણ આ !
રાખી અમે ખંત ઘણી ચાખી સંત રે'ણીકેણી,
ભાખી છે મહંતતણી એ રીતિનું ધ્યાન ના !

હાય! હાય! આજ શાને કવિ કીર્તિકાજ માને,
પિતા ડુબ્યા વાજ આણી ધિક છે સંતાન આ;
અશ્રુબુન્દ એક પડે પિતા મુજ છેક રડે,
તોય મુને નેક નડે સુપુત્રનું માન ના.
કુદરત! કોપ કરી ડારત કાં ભાળત ના?
પાપી પુત્ર પાને પડયો કાપ, કાપ, અંગને.
સૂર્ય કર! બાળો અંગ શેષ! આ પ્રજાળો અંગ,
વાયુ' કાં ન વાળો ખંગ જમાવીને જંગને!
વજ્ર કાં ન ઇન્દ્રતણું કઠિન ગિરિ આ હણે?
છિન્ન ભિન્ન કરી આણે પરમાણુ રંગને?
તારા! ખરો, બાળો મુને ધારા કરો, ઊની ઊની,
આગથી તો ઝાળો મુને રાખોના આ અંગને.

( આસપાસ જોય છે )

અરે! નવ સુણે કોય? 'પાપી વચ મુજ ગણી,
ધિક 'વલ્લભ! તું ધિક કોઢી સમ તું થયો.
લ્યો, પિતાજી! લ્યો પિતાજી! કાવ્ય બાવ્ય જે લખ્યાં છે,
દોષવતાં બાળું આજ રંગ મુજ તો ગયો.
એની ચિતા હું બનાવું અંતર આગ હું લગાડું,
માંહ્ય અંગ ઝંપલાવું સુપુત્ર હું ના રહ્યો.
ગાંડો લોક કહો મુને ભાંડો થોકે થોક ગાળ,
સૃષ્ટિનું ન જોવું મુખ પાપી આજ હું થયો.

( પુસ્તકો લાવી સન્મુખ નાખે છે. )

મિત્ર ધર્મતણું આજ નવ વર્મ દૃઢ રહે.
પ્રસન્ન જે કુન્તી થઇ વિષણ્ણ હવે થશે:
યુધિષ્ઠિર વૃકોદર થાશે સુકા દગ્ધોદર,
દુ:શાસન પાન કીધ સાન આજ તો જશે;

યક્ષ તણા પ્રશ્ન કથ્યા કૃષ્ણ ધામ તેહ જાય,
લેખ લખ્યા બીજા ઘણા વાજ પૂરા આવશે.
ક્રોધ તણી ચિતામાંહ્ય આજ પિતા! એને નાખું,
પછી તેમાં પડું જઇ પાપ શિરથી ખસે.

**પ્રેમાનંદ**–વલ્લભ! હું તને દુભવવા જ સર્વ કરી રહ્યો છું એમ તને લાગતું હોય તો જા ચાલ્યો જા. તારા આ ઉદ્ધત કાર્ય માટે તું મારે હાથે ભયંકર શ્રાપનો ભોગ થાય તે પહેલાં ચાલ્યો જા.

**વલ્લભ**–મારૂં, મારા લેખોનું હું બલિદાન દેવા તત્પર થયો છું તો પિતાશ્રી! આપના ભયંકર શ્રાપને તો પિતાના હૃદયમાંથી નીકળતી શુભ આશીષો માની મસ્તકે ચઢાવીશ. પિતાજી! કાળ ગુર્જરીને શરણે થયો છે. ક્રોધ તરફડી ટળવળતો ગુર્જરીની સેવા કરવા તત્પર થયો છે ત્યારે હું તેમનું પદ લઇ ગુર્જરીને રીઝાવવા મથું છું એટલું જ આપ મને સિદ્ધ કરી દેખાડો. હું વિશાળ જગતમાં વિશ્રામનું સ્થાન કોઇ પણ સ્થળે શોધી લઇશ.

**પ્રેમાનંદ**–એમ છે તો ગુર્જરી સાક્ષાત્ અત્ર આવી તારી સેવાનો સાક્ષાત્કાર કરે નહિ ત્યાંસુધી હું તારા કથનની સત્યતા પ્રમાણી શકતો નથી. સાબીત કર ગુર્જરીને મુખે કે તારાં કાવ્યોમાં દેખાતું તારૂં અભિમાન મદપ્રેરિત નથી પણ અંતર પ્રેરિત કોઇ પણ જાતની તૃષ્ણા રહિત છે ને એથી ગુર્જરી રીઝાતી નથી.

**વલ્લભ**–આથીજ આપને સંતોષ થતો હોય તો આજે વલ્લભ પ્રાણાંતે પણ સંતોષ આપશેજ.–(પુસ્તકો પ્રતિ દૃષ્ટિ કરતો) માતા! ગુર્જરી! દેવી! સહાય થા! તને જો મારામાં સહૃદયતા લાગી હોય, સેવાનો ઉમળકો જણાયો હોય, નિષ્કપટ ભાવનાથી તને શણગારી હોય, અમૃતસમા રસાસ્વાદ આપ્યા હોય, મદના જોરે મેં મારી સ્વપ્રશંસાના બણગા ન ફૂંક્યા હોય તો એ

દેવી ! તું અત્યારેજ, આજ સ્થાનકે પ્રત્યક્ષથા, અને કર મારી આ અલ્પ પ્રસાદીનો અનુગ્રહ ને બનાવ મારા પૂજ્યપિતાને કે આ પુત્ર તે કુપુત્ર નથી પણ સુપુત્ર છે—

જાગ જાગ માત જાગ રંગ રાગ આજ ત્યાગ,
શિર પડી પીડ ભાંગ શર વાગ્યાં છે ઘણાં.
સ્ફૂર્તિ રાખી, મૂર્તિ તુજ પ્રીતિ ધરી પૂજી હોય,
પૂર્તિ કરી પુષ્ટિ દીધી પૂરી છે જો કામના.

કામ તજી નિષ્કામ જો ભક્તિ રતિ કરી હોય,
કીર્તિની આસક્તિ તજી લીધાં તારાં ભામણાં.
ઝળી રહ્યું કળી ગયું અંગ આજ સીઝી ગયું,
દૃષ્ટિ થકી અમીવૃષ્ટિ કર, રાખ ના મણા.

આક્ષેપની ખેપ આજ પિતાએ તો પૂરી દીધી,
ડૂબું ડૂબું છેક છેક તારનાર કો નહિ.
ખમ્યાં નથી કદી વેણ સહ્યાં નથી કદી કે'ણ,
પિતા વચે જાય ચે'ન પ્રેમ નેમ છે અહિં;

અમળ કમળ સમ સુકોમળ દિલ તુજ
કવિતની લહરીથી પોષ્યું છે જો મેં નહિ;
મીઠા મીઠા ચંદ્ર સમા કરતલ સ્પર્શ થકી,
હૃદય અંબુજ તુજ ખીલવ્યાં જો મેં નહિ;

રાત્રિતણા તુષારશી શીતલ કાવ્યકણોએ,
ગાલની ગુલાબી લાલી પોષી મેં જો ના કદી.
ભ્રમર શું ભમી ભમી તુજ હૃદે ગુંજી ગુંજી,
કાવ્ય રસ રેડી રેડી કાળ ક્યોં જો કદી;

મૃણાલ પ્રાશન કરી હંસતણી વૃત્તિ ભજી,
જલ તણી વૃત્તિ તજી વાણી કટુ જે વદી;
માત તો જ ઘાત કર વાત આપ તણી કર,
દુષ્ટ દુષ્ટ કહી દંડ જાણે જેમ સો સદી.
માતા ! બોલ, માતા ! બોલ, દિલતણું કર તોલ,
વરસે અંગાર આ જ કે અમી તું છાંટને.
તેજનો પ્રકાશ કર હેજ તુજ તેજ કર,
કે અંધાર તું ફેલાવ લેપ મુજ ગાતને.
હાય ! હાય ! સુણો નહિ ? દંભીધાર્યો મને આજ,
પ્રભુ ! પ્રભુ ! કરૂં શું ય વંઠાવી દૈવે વાતને;
લેને, ગુર્જરી ! તું લેને હત્યા મુજ તુજ શિર,
શુદ્ધ દિલ ભાળ્યું નહિ, ભોળવ્યા તેં તાતને.

[ આત્મહત્યા કરવા જાય છે. ગુર્જરી પ્રકટ થાય છે ]

**ગુર્જરી**–હાં હાં–હાં. પુત્ર ! આ શું ! [ હાથ પકડી લે છે ] આનન્દમય વાયુલહરીઓ વાઇ રહી છે, ચંદ્રનાં અમીભર્યા કિરણો ફેલાયાં છે, સૃષ્ટિનાં સૌન્દર્ય તને વધાવી રહ્યાં છે, કાવ્યદેવી તારાં ઓવારણાં લઇ રહી છે ત્યાં શાં માડયાં છે આ આક્રન્દ ?

**પ્રેમાનંદ**–[ નમન કરતાં ] માતા ! ગુર્જરી !

**વલ્લભ**–માતા ! એક જ કોમળ લતાપ્રહારથી આ દંભી, કવિત્વમદના અભિમાને ફુલાતા આ તારા દુષ્ટ પુત્રને અનસ્તિત્વ ભેગો કરી દે. નથી કરી જેણે પિતૃસેવા, નથી ભજી જેણે માતૃભાવના, કર્યા છે ઘાવ તીક્ષ્ણ શસ્ત્રના તારા તનપર, દીધાં છે શુષ્ક, અપકવ ભોજન તને. તો માતા ! કાળ પુનર્જીવિત થતો તારૂં ભક્ષ કરે તે પૂર્વે તારી દષ્ટિના એક જ કિરણથી આ શરીરને ભસ્મસાત્ કરી દે.

**ગુર્જરી**–નહિ. પુત્ર ! નથી તું ખોટો કે નથી તારા પિતા. તમે બંને જણ કાળવશ થયા છો અને તેના સામર્થ્યને લીધે તેની અસરમાં ખેંચાયા છો તેથી સતત એક બીજાને સંપૂર્ણ સમજી શકયા નથી. તું સુપુત્રશ્રેષ્ઠ છે. ભાષા ભક્તિમાં અનુરક્ત ભક્તોત્તમમાંનો એક છે. (પ્રેમાનંદને) વત્સ ! હવે કાળ ગતિહીન થયો છે. ઉલટો મને પોષે છે. તારા પુત્રના પ્રામાણિક પ્રયાસોને વધાવી લેવા એ તારૂં કર્તવ્ય છે.

**વલ્લભ**–માતા! માતા! મારૂં અભિમાન મદહીન છે એટલું તારા દર્શનથી સિદ્ધ કરી મારા પિતાને સંતોષ આપ. મારી પ્રશંસા ના કર. કયાં પ્રતાપી પિતાની સેવાનો આ અગાધ સાગર ને કયાં મારી ક્ષુદ્ર સેવાનું બિન્દુ માત્ર ! ! દેવી ! તમે શુદ્ધ અન:કરણથી જો મારી સેવા સ્વીકારતાં હો તો સ્વીકારો આ મારા લેખો અને મારા પિતાને સંતોષ આપો.

**ગુર્જરી**–પુત્ર ! તારા પિતાની કાવ્યમાળાથી તો જો હું પ્રકાશી રહી છું. તારાં યે રત્નો હું ધારણ કરૂં છું.

**વલ્લભ**–માતા ! આ સત્ય જ હોય, તમે પ્રસન્ન થયાં હો તો મારા પિતાશ્રીએ ગુર્જરી પ્રસન્ન ન થાય ત્યાં સુધી માથે પાઘડી ન પહેરવાની પ્રતિજ્ઞા લીધી છે એ પૂર્ણ કરાવો.

**ગુર્જરી**–વત્સ પ્રેમાનંદ ! તારાં અતુલ સાહસ, અડગ ટેક અને અપ્રતીમ પ્રતીક્ષા, અપરિમિત સેવા અને અણમૂલ કાવ્ય સુધાના પાનથી સંતુષ્ટ થઇ છું. હું પ્રસન્ન થઇ છું, નિર્ભય છું. તારી પ્રતિજ્ઞા પૂર્ણ થઇ છે માટે લે આ ઉત્તમાંગભૂષણ ગ્રહણ કર.

[પાઘડી આપે છે.]

**પ્રેમાનંદ**–દેવી ! આ ક્ષુદ્ર જન્તુના ક્ષુદ્ર પ્રયાસને ઉત્તેજન આપો છો એજ તમારી ભક્તવત્સલતા છે. માતા ! તને ગીર્વાણ માતા

સમી ગૌરવવતી, તેજવતી, પ્રભાશાળી, પુષ્ટાંગી નથી કરી, છતાં આ પાઘ શિર પર મૂકવાની હું ધૃષ્ટતા કરૂં ?

દીઠાં ના હજી અંગ પુષ્ટ તુજનાં તેજે ભરી આંખ ના,
દોડે ના ચપલા સમી સબળ તું, ના તીરશી તીક્ષ્ણ છે.
સ્નાયુંઓ નવ વજ્ર શા કઠિન છે ઉત્સાહ ના પૂરતો,
ક્યાંથી પાઘ ધરૂં શિરે નવ થઇ પૂર્ણ પ્રતિજ્ઞા હજી.

આકાશે આ ઘનતિમિરનાં ગાઢ તન્તુ તૂટ્યા ના,
જોને ક્યાં છે વિમલ રજની ચંદ્રિકા તેજપૂર્ણા ?
ગાઢું છાયું તિમિર નભમાં જેહ સાહિત્યમાં આં,
ઝાંખી દીવી કર મુજ લઇ નાશવા હું મથું છું.

ગુર્જરી—નહિ. પુત્ર! તેં રચેલી ભૂમિકામાં પ્રવર્તાવેલા રસ પ્રવાહ એટલા ઉત્તમ છે કે આ સાહિત્ય ભૂમિ સર્વદા સફલા રહેશે. મને તું ધારે છે તેવાં પોષણ દેશે. જો—

પ્રખર તપનથી આ ભૂમિ જે શુષ્ક થાતી,
મધુર જલદ ધારે તેં કરી શીતલાંગી;
અણુ અણુ રસથી તેં પૂર્ણ એને ભરી છે,
કૃષિ કર ધરી ને વાવણી તેં કરી છે.

વર ઉપવન જોજે લાજશે ઇન્દ્રનાંયે,
અમૃત ફલ થકીયે મિષ્ટ દેશે ફલો ને;
શ્રમ તનમનનો યે સ્હેજમાં જાય જેથી,
પરિમલ સુખકારી આપશે એહ ન્યારી.

માટે વત્સ ! લે, આ તારાં ઉત્તમાંગને પરિભૂષિત કર.

( ફરીથી પાઘડી આપવા જાય છે. ).

**વલ્લભ**–પિતાશ્રી ! દેવી ગુર્જરીનું મારે માટેનું કથન જો આપે સત્ય જ માન્યું હોય તો આપ આ પાઘડી પહેરો અને મને સંતોષ આપો.

**પ્રેમાનંદ**–( હાથમાં લઇ પાઘડી પહેરે છે ) દેવી ! તારી પ્રસન્નતા માટે, પુત્ર ! તારાં સંતોષ કાજે હું આ પાઘડી ધારણ કરૂં છું.

**ગુર્જરી**–પુત્ર ! વલ્લભ ! આથી શું અધિક પ્રિય કરૂં ?

**વલ્લભ**–માતા ! સર્વ પ્રાપ્ત થયું છે. બાકી કંઈ રહ્યું નથી. પણ.

કવિવીર જન્મે ઘણા પિતાસમ શ્રમકારી,
તનમન ધન થકી સેવા કરે આપની:
ચંદ્રકર સમ મિષ્ટ સુધા ઝરે લેખિનીથી,
દિલની પવિત્રતાથી ટાળે મતિ પાપની;
ભણે, વાંચે, અનુભવે, નીતિમાર્ગ તો તજેના,
એવા કવિ વધો સદા વાણી નથી તાપની.
અભિમાને ફુલે જેહ કીર્તિ સાટે લખે જેહ,
ડૂબી સદા મરો તેહ વદું વાણી શ્રાપની.

વળી,

નીતિમાર્ગ મૂકે જેહ સદાચાર ચૂકે જેહ,
લખે પછી જે લખાણ ભ્રષ્ટાચાર પ્રેરતાં;
ભાષા નહિ, ગાથા નહિ, કાથાસમ લખે જેહ,
કવિતણી ખ્યાતકાજે કાળ તેને શ્રેરતા.
પ્રાપી કવિઓ એવાનો દુષ્ટ લેખકોતણોયે,
નાશ થાય નાશ થાય એમાં ન અંધેરતા;
ગુર્જરી સાહિત્ય આવું નિરમળું ડાઘ હીણું,
ખીલે, ખીલે, સદા એહ વાની એવી વેરતા.

**પ્રેમાનંદ**–તેમ જ દેવી ! આટલું વધુ કરો,

મોટાં કાવ્ય રચાય પૂર્ણ રસનાં ભાવે ભરેલાં સદા,
જાણે રત્નભરી નદી રસવતી વ્હેતી સદા નિર્મળી;
લીલા રાજત કાવ્યની કુદરતી શું દૈવની સૃષ્ટિ છે,
ભાવે ભૂષિત તે સદા મન હરે શોભે અલંકારથી.

**ગુર્જરી**–તથાસ્તુ. ( અંતરધ્યાન થાય છે. પિતાપુત્ર નમે છે. )

ઇતિશ્રી

ગુર્જરીપ્રસન્નાખ્યાન નામના નાટકમાં પિતાપુત્ર સંવાદ નામનો પાંચમો અંક સમાપ્ત. ઇતિ

શાંતિઃ શાંતિઃ શાંતિઃ



ગુર્જર ગ્રન્થ માળાના

અન્ય પુસ્તકો

તૈયાર થાય છે

## દક્ષ યજ્ઞ

આશરે ૪૦૦૦ લીટીનું ખંડકાવ્ય

અને

## ત્રિપુર–દહન

ત્રિઅંકી નાટક

ઉપરાંત

શ્રી સયાજીરાવ ગાયકવાડ સીરીઝમાં

**પ્રેમાનંદ સુત વલ્લભનું**

જીવન ચરિત્ર